# પ્રસ્તાવના

આ પુસ્તકનો પહેલો લેખ, જે એના નામકરણનું નિમિત્ત થયો છે, તે 'વીરપૂજા'નો છે. કાર્લાઇલના અભ્યાસ વિના એ લેખ ન લખાયો હોત એ જણાવવાની ભાગ્યે જ જરૂર હોય. ત્યાર પછીના બે લેખો ઉપર કાર્લાઇલનું ઋણ ઘણું વધારે છે. 'હઝરત મહમ્મદ પયગમ્બર'નો લેખ પ્રથમ 'સાંજ વર્તમાન'ના ઈ. સ. ૧૯૧૧ના 'પતેતી અંક'માં છપાયલો. ઈ. સ. ૧૯૩૭ના મે માસની ૨૩મી તારીખે સુરતના મુસ્લીમ બંધુઓના સાહસથી 'પયગમ્બર જન્મોત્સવ' ઉજવવામાં આવ્યો તે પ્રસંગે એ મૂળ લેખમાં કેટલાક અગત્યના સુધારાવધારા કરીને તે ત્રણ ભાષણના સ્વરૂપમાં બદલી નાંખવામાં આવ્યો, અને એમાંનું પહેલું ભાષણ એ ઉજવણીને પ્રસંગે મેં વાંચી સંભળાવ્યું હતું. બીજાં બે ભાષણો એને પ્રાપ્ત થયેલા નવા સ્વરૂપમાં તો અહીં પહેલી જ વાર પ્રકટ થાય છે. ત્યાર પછીનો 'માર્ટિન લ્યૂથર'નો લેખ આ પુસ્તકને માટે નવો જ લખાયલો છે. લ્યૂથરના જીવનના સૌથી યાદગાર પ્રસંગોનું સળંગ નિરૂપણ કરવાની જરૂર જણાયાથી એ લેખના ત્રીજા ખંડમાં એવું નિરૂપણ કરવામાં આવ્યું છે, તે સિવાય આખા લેખમાં હું કાર્લાઇલને જ વળગી રહ્યો છું, અને કાર્લાઇલના વિચારો જ નહિ પણ એની વાણીનો જુસ્સો પણ આપણી ભાષામાં ઉતારવાનો મેં યથાશક્તિ પ્રયાસ કીધો છે. ત્યાર પછી 'મહારાજા અશોક' વિષેનો લેખ છે. 'વસન્ત'ના વિદ્વાન્ તંત્રીએ એક વખત 'ભરતખંડના વીસ મહાન્ પુરુષો' વિષે ચર્ચા ઉપાડી હતી, અને એ ચર્ચાને અંગે ગુજરાતના અનેક વિદ્વાનોના મત એમણે એકઠા કર્યા હતા. ચર્ચા

પૂરી થયા પછી, ચર્ચામાં ભાગ લેનાર દરેક વિદ્વાન્‌ને તંત્રીજીએ વિનંતિ કરી હતી કે પોતાના પસંદ કરેલા વીસ મહાપુરુષોમાંથી ગમે તે એક વિષે ચરિત્રાત્મક લેખ 'વસન્ત'માં પ્રકાશન માટે મોકલી આપવો. એ વિનંતિ મારા આચાર્યશ્રી તરફથી આવેલી હોવાથી મારે તો તે આજ્ઞારૂપ જ હતી, એટલે મેં 'મહારાજા અશોક' વિષેનો લેખ લખી મોકલ્યો હતો. એ વખતે એ વિષયમાં સૌથી વધારે પ્રતિષ્ઠિત અને પ્રમાણભૂત ગણાય એવો ગ્રન્થ મિ. વિન્સેન્ટ સ્મિથનો જ હતો, એટલે મારો લેખ એ ગ્રન્થને આધારે જ લખાયો હોય એ સ્વાભાવિક છે. સંગીન પ્રમાણોના આધારે ઘડાયલા નિર્ણયો એમાં રજુ કરવામાં આવ્યા હોવાથી એની પ્રતિષ્ઠા હજી પણ કાયમ છે. એ લેખ લખાયો ત્યાર પછીના કાળમાં શ્રીયુત દેવદત્ત ભાંડારકર વગેરે વિદ્વાનો તરફથી શિલાલેખોના વધારે વિશાળ અને ઊંડા વાચનને પરિણામે જે કંઈ વિશેષ ઊહાપોહ થયો છે તેનું તાત્પર્ય જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં ટિપ્પણ રૂપે આ પુસ્તકમાં મેં દાખલ કર્યું છે તે વાચકને ઉપયોગી થઈ પડશે. છેલ્લો લેખ 'મહર્ષિ દયાનન્દ સરસ્વતી' વિષેનો છે. એ લેખ અમુક પુસ્તકને આધારે લખાયો નથી, છતાં તે નિરાધાર છે એમ માનવાનું કારણ નથી. શ્રીયુત ઝવેરચંદ મેઘાણી, શ્રીયુત રમણલાલ વસન્તલાલ દેસાઈ વગેરે જેમણે જેમણે મહર્ષિને વિષે કંઈ પણ લખ્યું છે તેમનું ગુજરાત ઋણી છે, અને હું પણ તેમનો ઋણી છું.

જગતના ચાર મહાન્ ધર્મના પ્રતિનિધિઓનું ચરિત્ર-નિરૂપણ આ પુસ્તક વડે રજુ કરવામાં હું નિમિત્તભૂત થાઉં છું એ વિચારથી મને આનન્દ થાય છે. ચારેનાં કર્તવ્યક્ષેત્ર જૂદાં હતાં, કાર્યપદ્ધતિ જૂદી હતી, પણ સત્યનિષ્ઠા, કર્તવ્યપરાયણતા, ખાલી ડોળદમામની ઉપેક્ષા, નિડરપણું, ઉદારતા એવા એવા વીર પુરુષોનાં લક્ષણો દરેકના ચરિત્રમાં કોઈ ને કોઈ રીતે પણ વ્યકત થયા વગર રહ્યાં નથી. ઇસ્લામ જેવા મહાન્ ધર્મના પ્રવર્તક તરીકે પયગમ્બરીને ઉંચે સ્થાને વિરાજનારા હઝરત મહમ્મદ પયગમ્બરને આ સંગ્રહમાં મોખરાનું સ્થાન મળ્યું હોય તો તે સર્વથા યોગ્ય જ છે. ખ્રિસ્તી ધર્મમાં સત્તાના મદને લીધે, દંભને લીધે, જુઠાણાંને લીધે જે વિષમય તત્ત્વો દાખલ થયેલાં તેના ઉચ્છેદન માટે બહાદુરીથી લડત ચલાવનાર તરીકે માર્ટિન લ્યૂથરનું નામ જગતના ઈતિહાસમાં સદા મશહૂર રહેશે, અને એની પછીના યુરોપની સંસ્કૃતિના સમગ્ર ઇતિહાસ ઉપર એની સુધારણાની જે મજબૂત અસર થઈ છે તેનો આપણે વિચાર કરીશું ત્યારે એની મહત્તાનો કંઇક ખ્યાલ આપણને આવી શકશે. આદર્શ સુધારક તરીકેનું એના ચરિત્રનું નિરૂપણ દરેક પ્રગતિશીલ વ્યકિતને પ્રેરણા આપનારૂં થઈ પડે એમ હું માનું છું. ત્યાર પછી ભરતખંડના મહાન્ સમ્રાટ્ 'મહારાજા અશોક' પોતે જે વિશાળ મુલક ઉપર રાજ્ય કરતા હતા તેને લીધે જ નહિ, પણ ગૌતમ બુદ્ધના મહાન્ ધર્મ પ્રત્યેની એમની ઊંડી ભાવનાને લીધે,

આપણી વન્દનાના પાત્ર બને છે. શિલાલેખો–"લિપિઓ" દ્વારા બૌદ્ધ ધર્મના નીતિવિષયક વિચારોને અમરતા અર્પવાનો ઉજ્જ્વલ વિચાર પ્રથમ એમને જ સૂઝ્યો, અને સ્થળે સ્થળે શિલાઓ, સ્તંભો, અને સ્તૂપો ઉપર કોતરાયલાં એમના ઊંડા અન્તરમાંથી નીકળેલાં ઉપદેશવચનોનું અમર સાહિત્ય એમણે ઉત્પન્ન કર્યું. પોતાના દેશમાં જાતી દેખરેખથી અને ધર્મરક્ષાની સાચી લાગણીવાળા જવાબદાર અમલદારો નીમીને બૌદ્ધ ધર્મ એમણે ફેલાવ્યો. પોતાના તાબામાં નહિ એવા દેશોમાં પણ ધર્મપ્રચારને અર્થે દૂતોને એમણે મોકલ્યા. ધર્મપ્રવર્તક સમ્રાટ્ તરીકે જગતભરમાં એમની યશગાથા સદા ગવાતી રહેશે. છેવટે, ગુજરાતના મહાન્ વીર, પ્રચંડ કાયવાળા, સમર્થ બ્રહ્મચારી મહર્ષિ દયાનન્દ સરસ્વતી, જેમનાં ત્યાગભાવના, સંસ્કારપ્રેમ, અને રાષ્ટ્રહિતચિન્તન અનેક નિડર પ્રવૃત્તિઓમાં તેમને પ્રેરતાં, જેમણે આર્યસમાજ જેવી મહાન્ સંસ્થા સ્થાપવા ઉપરાંત પ્રાચીન ભારતની ગુરુકુલની ભાવનાને પોષી છે, અને સ્નેહ અને સેવાનો મહામંત્ર આપણા દેશને આપ્યો છે તેને અર્વાચીન ગુર્જર વીરોના અગ્રણી તરીકે આપણે વન્દન કરીએ છીએ.

આવા ચાર વીર પુરુષોનાં ચરિત્રોનું નિરૂપણ કરતાં, એ વીર ગાથાઓનું ગાન કરતાં આ લેખકને આનન્દ થયો છે. વાચકને પણ એવો જ આનન્દ થાય એમ એ અંતઃકરણથી ઇચ્છે છે.

સુરત, ખપાટિયા ચકલા,<br>તા. ૧–૯–૧૯૪૧ } **મોહનલાલ પાર્વતીશંકર દવે**

## અનુક્રમણિકા





દરેક મનુષ્યની માનસિક વા નૈતિક સમૃદ્ધિ જન્મથી એકસરખી હોય છે કે ભિન્ન ભિન્ન પ્રકારની, તેઓની પ્રકૃતિમાં સમાનતા હોય છે કે વિશિષ્ટતા, સમાનતા હોય તો દરેકનું કુદરતી વલણ નીતિ તરફ હોય છે કે અનીતિ તરફ, તે વલણ તેવા પ્રકારનું હોવાનાં કારણો કયાં કયાં છે, નીતિ તરફનું જો વલણ હોય તો તેને પોષવાના, અનીતિ તરફનું હોય તો તેને રોકવાના ઉપાયો શા શા છે, મનુષ્યની પ્રકૃતિમાં સમાનતાને બદલે જો ભિન્નતા હોય તો તેવા વિશિષ્ટ સ્વભાવનાં પૂર્વગામી કારણો કયાં કયાં છે, એ કારણોની પ્રવૃત્તિને આપણે દોરવી શકીએ કે નહિ,—એ પ્રશ્નો ઘણા ગંભીર અને મનન કરવા યોગ્ય છે, પણ એ ઉંડી ચર્ચામાં ઊતરવું અત્યારે જરૂરનું નથી. એટલું તો નક્કી છે કે આ ભૂમિનો પ્રકાશ જોયા પછી અમુક કાળે મનુષ્યનો સ્વભાવ અમુક અમુક પ્રકારનો

ઘડાયલો આપણા જોવામાં આવે છે; તે સ્વભાવમાં કંઇક વિશિષ્ટતા હોય છે, તેને લીધે તે વ્યક્તિ બીજી વ્યક્તિઓ કરતાં જૂદી પડે છે; એ સ્વભાવ નાના પ્રકારના ગુણોનો બનેલો હોય છે; કોઈનામાં નિડરપણું, સત્ય, શાન્તિ, અક્રોધ, દયા—એ સાત્વિક ગુણો વધારે જોવામાં આવે છે, તો કોઈનામાં દંભ, કાયરપણું, અહંકાર, ક્રૂરતા આદિ તામસ ગુણો આસ નજરે પડે છે; જેનામાં સાત્વિક ગુણોનું બાહુલ્ય દેખાય તેને આપણે સદ્દગુણી કહીએ છીએ, જેનામાં તામસ ગુણો વિશેષ દીઠામાં આવે તેને દુર્ગુણી કહીએ છીએ. ભગવદ્દગીતામાં એ બે પ્રકારના ગુણસંઘને માટે દૈવી સંપત્ અને આસુરી સંપત્ એવાં નામ આપ્યાં છે. દૈવી સંપત્ના ગુણોની વિભૂતિ જ્યારે જનહિતના માર્ગમાં વા દેશકલ્યાણને અર્થે સફળ રીતે પ્રયોજવામાં આવે ત્યારે તેવા વીર નરોની જે કદર થાય છે, તેને જે માન આપવામાં આવે છે, ઉદ્ધારક અને તારક તરીકે તેનો જે સત્કાર થાય છે તેનું નામ વીરપૂજા.

એ વીરપૂજા માનવહૃદયને સ્વાભાવિક છે. દરેક દેશમાં અને દરેક કાળમાં વીર નરની પૂજા ઓછી કે વત્તી પણ થાય છે. અનાસ્થાના કાળમાં પણ ફ્રેંચ લોકોએ પોતાના વૉલ્ટેરને અપૂર્વ આવકાર દીધો હતો, અઢારમા શતકની નાસ્તિકતામાં પણ બૉસ્વેલ જેવાએ જૉન્સનની વીરપૂજા કીધી હતી. આ સંસારના વિષમ માર્ગમાં, સુખ-દુઃખના પળે પળે બદલાતા રંગમાં, અસ્તોદયના અહોનિશ ફરતા ચક્રમાં, મનુષ્યના હૃદયમાં ઉંડી અને સચોટ રહેલી

વીરપૂજા એ જ એક મહત્ત્વનું અવલંબન છે. મનુષ્યના પોતાનામાં વીરત્વના ઉંચા ગુણો જેટલે અંશે હોય, તે ગુણોની કદર તેને જેટલે અંશે હોય, તેના પ્રમાણમાં તે ગુણો જેનામાં વધારે સ્ફુટ થયા હોય, વધારે પરિપાક પામ્યા હોય, સફળ કાર્યને માટે વધારે અનુકૂળ બન્યા હોય તેવા વીર નરને તે યોગ્ય સંમાન આપી શકે છે.

સાહિત્યરસિક ઈંગ્લાંડમાં શેકસપિયર જેવા વીર નરની કવિ તરીકે–કુદરત અને મનુષ્યના છૂપા ભેદો ખોલનાર તરીકે–હદ બહારની પૂજા થાય છે. હોમર અને ડૅન્ટી જેવા કવિઓને લીધે ગ્રીસ અને ઇટાલી પડતીમાં આવ્યાં છતાં વાણીનું બળ ધરાવે છે,–બોલી શકે છે, ત્યારે રૂશિયાનો દેશ વૈભવ, સત્તા, સૈનિક બળ, એ સઘળું હોવા છતાં કવિઓને અભાવે મૂંગા રાક્ષસ જેવો લાગે છે,—એમ જે દેશને માટે વીરપૂજક કાર્લાઇલે કહ્યું હતું તે જ દેશનો વીર પુરુષ કાઉન્ટ લીયો ટૉલ્સ્ટૉય અત્યારે તેની ફ્રાન્સ અને ઈંગ્લાંડની કૃતિઓને ટક્કર મારે એવી અનુપમ નવલકથાઓથી જ નહિ, એક પતિ–પત્નીવ્રત પાળવાના કે શત્રુ તરફ પણ ક્ષમા રાખવાના તથા ઉપકાર કરવાના વગેરે અત્યુત્તમ બોધ માત્રથી જ નહિ, પણ વિરલ સાધુતાને લીધે, અપૂર્વ સ્વાર્થત્યાગને લીધે, વિચાર, વાણી, અને વર્તનનું સામ્ય જાળવી રાખવાની અદ્દભુત શક્તિને લીધે ૮૦ વર્ષની વૃદ્ધ વયે પણ આખા યુરોપનું ધ્યાન ખેંચી રહ્યો છે, અને અન્ય જનોનાં અનુકરણને માટે ઉત્તમ દાખલો આપી રહ્યો છે. એની પછી

થઈ ગયેલા અન્ય લેખકોએ પણ રૂશિયાનું સાહિત્ય સમૃદ્ધ કરીને જગતની અનુપમ સેવા બજાવી છે.

વીર જનોનાં ઉદાર ચરિતોનું અનુકરણ એમાં જ વીરપૂજાની સફળતા છે. વીરત્વના ગુણોનું બીજ રૂપે અસ્તિત્વ હોય ત્યારે જ વીરપૂજા સંભવે છે, એ ગુણોનો વિકાસ થાય ત્યારે જ વીરપૂજાની દિવ્ય ભાવના આપણા ઉંડા અન્તરૂમાં વસે છે એમ કહી શકાય. વીરત્વને અનુકૂળ પ્રસંગો આપણે સરી જવા દઈએ, આપણી ઉદાત્ત ભાવનાઓને એવા પ્રસંગોએ આપણે કૃતિમાં ન ઉતારીએ ત્યારે એ ભાવનાઓને ખરી કોણ કહે ?

"પુણ્ય કર્મો મન ધર્યાં,<br>
"કૃતિ વિશે નવ તે ઠર્યાં,<br>
"સુપ્રસંગો જે સર્યા,<br>
"આ જીવને ફરી શું રમે ?"

વીરપૂજાની આપણા દેશમાં ખોટ નથી. આપણાં મૃત્યુ પામેલાં સમ્બન્ધીઓને શ્રાદ્ધતર્પણાદિથી આપણે સંતુષ્ટ કરીએ છીએ, એટલું જ નહિ પણ તેમને પગલે પગલે ચાલવા, તેમની ઉદાર કૃતિઓને સ્મરણમાં રાખવા, તેમનાં અધૂરાં રહેલાં કામોને પૂરાં કરવા, તેમના જીવનની ઉચ્ચ આશાઓ અને ઉમેદોને બર લાવવા આપણે ઉત્સુક છીએ; તેવી જ રીતે આપણા દેશના વીર પુરુષોને માટે આપણે અભિમાન રાખીએ છીએ, અને તેમનું અનુકરણ કરવાનો આપણો ધર્મ સમજીએ છીએ. આપણા પ્રાચીન ઈતિહાસ તરફ નજર કરીએ તો રામચંદ્ર અને શ્રી કૃષ્ણ

જેવા વીરનરો વ્યાસ, વાલ્મીક આદિનાં વીરચરિત કાવ્યો વડે ઈશ્વરના અવતાર તરીકે પૂજાયા છે, અને ગૌતમ બુદ્ધ, શંકરાચાર્ય વગેરેને પણ તેવું જ માન મળ્યું છે; મનુ, યાજ્ઞવલ્કય જેવા ઋષિમુનિઓને આપણે મહાત્માઓ તરીકે–પ્રભુના દિવ્ય સંદેશા લાવનાર તરીકે–પૂજીએ છીએ, અને તેમના રચેલા નિયમોથી આશ્ચર્યચકિત થઈએ છીએ; કાલિદાસ, ભવભૂતિ જેવા કવિઓ તરફ પણ આપણે અપૂર્વ ભક્તિભાવથી નિહાળીએ છીએ; અને તેમની કૃતિઓમાં દોષ સંભવે જ નહિ એવું માનીએ છીએ.

તો પણ એ વીરપૂજાનો જુસ્સો વર્તમાનકાળમાં કંઈક મન્દ પડયો છે. આપણા પૂર્વજોની આજ્ઞાઓ આ કાળમાં આંખ મીંચીને પાળવાને બદલે આપણે તેની યોગ્યતા વિષે વિચાર કરીએ છીએ. શ્રુતિસ્મૃતિઓનો આધાર રાખવા કરતાં આપણી ટૂંકી બુદ્ધિ ઉપર આધાર રાખવો આપણને વધારે ગમે છે. શાસ્ત્રથી પ્રસિદ્ધ થતી ઈશ્વિરાજ્ઞા કરતાં પ્રકૃતિના શાશ્વત નિયમોથી સ્પષ્ટ જણાતી ઈશ્વિરાજ્ઞા વધારે ભરોસાપાત્ર અને વજનદાર છે,—એ દલીલ જો કે વિધવાવિવાહ જેવા વિષયમાં સ્વીકારવા યોગ્ય આપણી ધર્મની અને ન્યાયની બુદ્ધિને જણાતી નથી, એ સ્વીકારથી લગ્નનો ઉંચો આદર્શ નહિ સચવાય એવી બીક આપણને રહે છે, તો પણ બાળલગ્ન જેવા વિષયમાં એ જ દલીલ આપણે ખુશીથી સ્વીકારીએ છીએ. આ પ્રમાણે ભૂતકાળના વીર નરોનાં વચનો ઉપરની શ્રદ્ધા જેમ અમુક હદમાં નિયમિત થયેલી છે, તેવી:જ રીતે

વર્તમાન કાળના વીર નરોની પૂજા પણ આપણે અમુક મર્યાદામાં રહીને જ કરીએ છીએ. એ વીર નરોને આપણે હવે ઈશ્વરના અવતાર તરીકે, અથવા ઈશ્વરી પ્રેરણાવાળા મહાત્મા તરીકે, અથવા પ્રભુના દિવ્ય સંદેશા લાવનાર તરીકે પૂજતા નથી, પણ તેમને સાક્ષરો, સુધારકો, દેશભકતો–એવાં એવાં નામ આપીને જ સંતોષ માનીએ છીએ. તો પણ નરસિંહ મહેતો અને તુકારામ, પ્રેમાનંદ અને દયારામ, નર્મદાશંકર અને નવલરામ, નંદશંકર અને ગોવર્ધનરામ જેવા લેખકો તરફ, કબીર, નાનક અને ચૈતન્ય, દયાનંદ સરસ્વતી, કેશવચંદ્રસેન, અને રાજારામમોહનરાય જેવા ધર્મ અને સમાજના સુધારકો તરફ, શૂરવીર શિવાજી અને પ્રતાપસિંહ જેવા પરાક્રમી પુરુષો તરફ, મહાદેવ ગોવિન્દ રાનાડે અને દાદાભાઈ નવરોજજી જેવા દેશહિતૈષીઓ તરફ આપણે જે લાગણી ધરાવીએ છીએ તે વીરપૂજાનો જ એક પ્રકાર છે તેની કોણ ના પાડી શકે? સ્વાર્થત્યાગના સંભવ વિષે આપણા હૃદયની શ્રદ્ધા જ્યાં સુધી નષ્ટ થઈ નથી, સ્વાર્પણના ઉત્તમ નમૂનામાં પણ કંઈક સ્વાર્થબુદ્ધિ શોધી કાઢવા જેટલી ‘ઝીણી નજર’ જ્યાં સુધી આપણી થઈ નથી ત્યાં સુધી અનેક પ્રકારની અવનતિ આપણને પ્રાપ્ત થયેલી હોવા છતાં દેશના ઉદયની આપણે આશા રાખીએ તો તે વ્યર્થ કોણ કહેશે?

એ વીરપૂજા અત્યારે અનેક રીતે મર્યાદિત થયેલી આપણા જોવામાં આવે છે ત્યારે પૂર્વ કાળમાં એનો વેગ અનહદ હતો એનું કારણ શું? એ પ્રશ્નનો ઉત્તર આપવા

માટે પૂર્વકાળમાં આપણા લોકોની સ્થિતિ કેવી હતી તે વિષે કંઈક વિચાર કરવો જરૂરનો થઈ પડે છે. અનેક વર્ષ સુધી એક માણસને ભોંયરામાં રાખી મૂકેલો હોય અને પછી તેને એકાએક આ વિશ્વના પ્રકાશમાં લાવવામાં આવે તો તે વખતે તેની સ્થિતિ કેવા પ્રકારની થાય તેનો ખ્યાલ કરો! તેનું હૃદય બાળકના જેવું ખુલ્લું, નિર્વિકારી, અને શુદ્ધ છે; તેની બુદ્ધિ પુખ્ત ઉંમરના માણસ જેવી ઠરેલ અને પ્રૌઢ છે. આ વિશ્વની વિવિધ વસ્તુઓ જોતાં તેમાં તેને અલૌકિક ચમત્કાર લાગે છે, તે દરેકમાં દિવ્યતાનો અંશ તેના જોવામાં આવે છે, આશ્ચર્યથી ચકિત થઈને તે તે વસ્તુઓને તે અકથ્ય ભક્તિભાવથી નમન કરે છે. પ્રાચીન આર્ય લોકોની સ્થિતિ પણ એવી જ હતી. અનન્ત આકાશ, સૂર્ય ચન્દ્ર, તારાઓ, નદી, સાગર, સરોવર, વૃક્ષ, લતા, પુષ્પ, પ્રભાત, સન્ધ્યા, વર્ષા,—એ સઘળું જોતાં તેઓને અનહદ આશ્ચર્ય ઉપજતું, એ દરેક વસ્તુઓમાં તેઓને દિવ્યતા જણાતી, દરેકનો દેવ હોવો જોઇએ એમ તેઓને લાગતું. ઇન્દ્ર, અગ્નિ, પૂષન્, વરુણ, મિત્ર, પર્જન્ય, ઉષા, અશ્વિન્—એ નામથી તે તે દેવોની તેઓ સ્તુતિ કરતા. કૉમ્તે જણાવેલી ત્રણ સ્થિતિમાંની જે અનેકેશ્વરવાદ–(Polytheism)ની સ્થિતિ તે તેઓની હતી.

દરેક વસ્તુમાં તેઓએ દિવ્યતા જોઈ તે શું ખોટું હતું ? આ સંસાર ચમત્કારભર્યો જ છે. અનેક વિજ્ઞાનની શોધખોળ થયા પછી વર્તમાન કાળમાં પણ શું એ ચમત્કાર નષ્ટ થયો છે ? કાર્લાઇલના અભિપ્રાય પ્રમાણે

આપણે માત્ર વિજ્ઞાનના ઉપરચોટિયા જ્ઞાનથી 'વિજળી,' 'વરાળ', 'ગુરુત્વાકર્ષણશક્તિ' એવાં એવાં નામો આપીને એ દિવ્ય વસ્તુઓના વિચાર કરવાનું, તેઓનો ચમત્કાર જોવાનું સામર્થ્ય ખોઈ બેઠા છીએ, આવા શબ્દ માત્રથી આપણે કંઈ મોટું જ્ઞાન મેળવ્યું હોય તેમ માની લઈએ છીએ, અને ક્ષુદ્ર વિજ્ઞાનની અલ્પ શોધોથી તેની પછાડી અજ્ઞાન અને અવિદ્યાનો જે ગાઢ અન્ધકાર વ્યાપી રહ્યો છે તે ભૂલી જઈને વિદ્વત્તાની ખોટી ખુમારી આપણે રાખીએ છીએ. 'વિજળી' ને 'વરાળ,' આ શક્તિ ને તે શક્તિ,–એવાં એવાં નામ આપણે આપ્યાં, અને તેટલાથી સંતોષ માનીને તે તે વસ્તુઓની દિવ્યતા તરફ આપણી આંખો મીંચી. પણ એ નામનો અર્થ શું, એ શક્તિઓ એટલે શું, એ ક્યાંથી આવી, એનું મૂળ કારણ શું,–એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન શું આપી શકે છે? પ્રકૃતિના નિયમો અમુક પ્રકારના છે એટલું કહીને વિજ્ઞાન અટકે છે, અમુક પદાર્થનાં આ લક્ષણો છે એટલું બતાવીને એ ચલે છે, પણ એ નિયમો એ જ પ્રમાણે હોવાનું કારણ શું, પદાર્થમાં અમુક પ્રકારના જ ગુણ શાથી અને ક્યાંથી આવીને વસ્યા, તેના જવાબ બિચારૂં વિજ્ઞાન ક્યાંથી આપી શકે? અને એ જવાબ તત્ત્વજ્ઞાનથી પણ ક્યારે અપાયો છે? વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની ખોટી ધમપછાડથી વસ્તુનું મૂળનું દિવ્ય સ્વરૂપ કદાપિ નષ્ટ થતું નથી. એ દિવ્યતા જોનારને આપણા આ 'સુધરેલા જમાના'માં પણ આપણે માન આપીએ છીએ, અને તેને 'કવિ' કહીને તેનાં કાન્ત-

દશિત્વની આપણે કદર કરીએ છીએ.

પ્રકૃતિની દરેક વસ્તુમાં આવો પ્રભાવ જોવામાં આવે તો પછી મનુષ્યનું તો પૂછવું જ શું ? અને તે મનુષ્ય જ્યારે તેઓનો અગ્રણી હોય, વીર નરના ઉદાત્ત ગુણો તેનામાં જોવામાં આવતા હોય, જે જે ગુણો તરફ તેઓનો ખાસ પ્રેમ છે તે તે એ પુરુષમાં પરાકાષ્ઠા પામ્યા હોય ત્યારે તેના તરફ તેઓનો ભક્તિભાવ અપૂર્વ હોય તેમાં શી નવાઇ ? એ ઉપરાંત, કાળબળનો વિચાર કરો. જે મનુષ્ય પોતાની જીંદગીમાં મોટામાં મોટો ગણાયો હોય તે તેના મરણ પછી દશ ગણો મોટો થાય છે, તેની મોટાઇ માપી શકાતી નથી, ઇતિહાસ કે નોંધપોથીને અભાવે એ મોટાઇનો ખરો ખ્યાલ આણવાને માટે લોકની સ્વચ્છન્દ ઘૂમતી કલ્પનાશક્તિ એ જ એકલું સાધન રહે છે, અને ત્રીસ કે ચાળીસ વર્ષમાં તો તે મનુષ્ય ઈશ્વરના અવતાર તરીકે પૂજાય છે.

પ્રાચીન કાળની એ હદ બહારની વીરપૂજા સાથે વર્તમાન સમયની બાંધી હદમાં રહેતી વીરપૂજા સરખાવતાં સ્વાભાવિક રીતે પ્રશ્ન ઊઠે છે કે એ ઉદાત્ત ભાવના આપણામાંથી શું ધીરે ધીરે નષ્ટ થવા માંડી છે ? જો એમ હોય તો કદાચ એક સમય એવો પણ આવે કે જ્યારે એ વીરપૂજા આપણામાંથી તદ્દન નષ્ટ થઈ હોય ! પણ એવો ભય રાખવાનું કંઈ કારણ નથી. હાલના સમયમાં આપણા વીર નરોને આપણે ઈશ્વર તરીકે પૂજતા નથી તેનું કારણ આપણી વીરપૂજાની ભાવના મન્દ પડી છે

એમ નહિ, પણ આપણો આદર્શ વધારે ઉંચો થયો છે, સદ્ગુણોની પરાકાષ્ઠાનું આપણું ધોરણ વધારે સખ્ત થયું છે, ઇશ્વર સમ્બન્ધી આપણા વિચાર વધારે પ્રૌઢ થયા છે એ છે.

પૂર્વ કાળમાં બ્રાહ્મણોને આપણે જેટલા ભાવથી પૂજતા, આચાર્યોને અને મહારાજોને જેટલું માન આપતા તેટલું હવે નથી આપતા તેનું કારણ પણ કંઇક એવું જ છે. ખોટા વીરો જ્યારે ઉઘાડા પડે ત્યારે જ ખરા વીર નરનો યોગ્ય સત્કાર થઈ શકે. દક્ષિણા કે ભોજનની લાલસા-વાળા, ઉન્નતિ અટકાવનારા, પરસ્પરના વિરોધમાં મગ્ન રહેનારા ભુદેવોને ઓળખી શકીએ ત્યારે જ ખરા ભુદેવોનું યોગ્ય સન્માન કરી શકાય. વિદ્યાને જેણે કોરે મૂકી હોય એવા, અનીતિમાં પ્રવૃત્ત થયેલા, પરધન અને પરસ્ત્રીથી ચિત્તમાં વ્યગ્ર થનારા પાપી મહાત્માઓનો તિરસ્કાર થાય ત્યારે જ ખરા મહાત્માઓની વીરપૂજા શક્ય થાય. બાળ-લગ્નના તથા લાજ કાઢવાના, રોવાકૂટવાના, મરણપરણનો ખોટો ખરચ કરવાના વગેરે અનિષ્ટ રિવાજોને દૂર થયેલા જોવાનું આપણે ઇચ્છીએ તો તે એટલા જ માટે કે સારા રિવાજોની આપણે વધારે સારી રીતે કદર કરી શકીએ, અને તેને વધારે દૃઢ અને મજબૂત બનાવી શકીએ.

"The history of the world is nothing but the history of the great men who have lived and worked in it."—જગતનાં મોટાં માણસો, તેનાં જીવન અને વર્તનનો ઇતિહાસ તે જ જગતનો ઇતિહાસ છે— એમ આપણે કબૂલ ન કરીએ, વીર નરોની પ્રવૃત્તિ સિવાય

સામાજિક ઉન્નતિને અર્થે બીજાં અનેક બળોની અપેક્ષા રહે છે એમ આપણે માનીએ, તો પણ વીર પુરુષોનાં જીવનચરિત્રની ઇતિહાસ ઉપર ઘણી ઉંડી અસર થાય છે તેની આપણાથી ના પાડી શકાશે નહિ. કાળની જરૂરિયાત પ્રમાણે એવાં માણસોની ઉત્પત્તિ આપોઆપ થઈ આવે છે એમ ધારવું ભૂલભરેલું છે. કાળને તો ઘણીએ જરૂર હોય, કાળ તો ઘણોએ બોલાવ બોલાવ કરે, તે છતાં વીર પુરૂષ ન જ આવે એવા દાખલા પણ જગતના ઇતિહાસમાં ઘણી વાર બન્યા છે. અમુક વખત—અમુક પ્રકારના સંજોગો,—અને વીર નર, એ બેનો સંબંધ ઇન્ધન અને અગ્નિ જેવો છે. અગ્નિના સ્પર્શ વિના એ ઇન્ધન કદી પણ સળગી શકતું નથી. અગ્નિ હોય છતાં ઇન્ધન ન હોય એવું પણ બને છે. વીરત્વના ગુણવાળી પ્રજા વિના વીર નરની વીરતા નકામી જાય છે. લીલાં કાષ્ઠમાં અગ્નિ પ્રજ્વલિત થતાં વાર લાગે છે, તેમ જ મન્દ વીરત્વવાળી પ્રજામાં વીર નરની વીરતા એકદમ ભભુકી રહેતી નથી. કાષ્ઠ સૂકાં હોય પણ અગ્નિ ન હોય, પ્રજાસૈન્ય તૈયાર હોય પણ તેના સેનાપતિ તરીકે કોઈ વીર નરનો ઉદ્ભવ ન થયો હોય એવી સ્થિતિ પણ સંભવિત છે, અને તેવે કાળે કાષ્ઠની સળગાવવાની શક્તિ નકામી જાય છે.

થોડા સમય ઉપર જ એક પ્રસિદ્ધ વિદ્વાને કહ્યું હતું તેમ આપણો પૂર્વનો સુધારો ગ્રીસ અને રોમ થઈને ઇંગ્લાંડાદિ દેશોમાં, ત્યાંથી અમેરિકામાં, અને ત્યાંથી જાપાનમાં જઈ વસેલો છે તે ઘણા ટૂંકા વખતમાં આપણા

દેશમાં પાછો આવશે એવું અનુમાન કંઈક ખરૂં લાગે છે. હિંદુસ્તાનમાંથી પશ્ચિમ તરફ દોરાયલો સુધારાનો પ્રવાહ પાછો એશિયા તરફ વળવા લાગ્યો છે, અને આપણા દેશ તરફ એ આવી પહોંચે એ દેશની વર્તમાન સ્થિતિ જોતાં સંભવિત લાગે છે. તે સમયનો પૂરેપૂરો લાભ લેવાને માટે પ્રજામાં જોઈએ તેટલું વીરત્વ હોય તો પણ તેને દોરવવા માટે નેતા તરીકે વીર નરની જરૂર પડશે. એ વીર નર આપણને મળી રહેશે એ ધારણા ઘણી પ્રિય લાગે એવી છે, પણ તે વાસ્તવિક છે ખરી?

એવા વીર નરમાં અનેક ઉંચા પ્રકારના ગુણો હોવા જોઈએ. વિમલા ત્મતા—શુદ્ધ હૃદય—એનામાં હોવું જોઈએ. સત્ય શું છે તે શોધવા અને તપાસવા જેટલી નિરીક્ષણશક્તિ એનામાં હોવી જોઈએ. જે સત્ય જડ્યું હોય તેને વળગી રહેવા જેટલી હિંમત અને સ્વાર્થત્યાગ એનામાં હોવાં જોઈએ. અનેક અંતરાયો તોડી પાડીને હાથમાં લીધેલું કામ પાર પાડવા જેટલી ખંત એનામાં હોવી જોઈએ. ભર્તૃહરિએ કહ્યું છે કે:—

"विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥"

("વિઘ્નો વારંવાર નડવા છતાં ઉત્તમ જનો શરૂ કીધેલું કામ છોડી દેતા નથી.") ઇમર્સને લખ્યું છે કે "The characteristic of heroism is its persistency" (અભિનિવેશ-દૃઢ આગ્રહ, ખંત, એજ વીરત્વનું ખાસ લક્ષણ છે.)

બુદ્ધિબળ પણ તેનામાં હોવું જોઈએ. કાર્લાઇલના મત પ્રમાણે બુદ્ધિ એ કંઈ એવી વસ્તુ નથી કે તેના કલ્પનાશકિત, સ્મરણશકિત, વિચારશકિત એવા જૂદા જૂદા ભાગ પાડી શકાય. એક જ વસ્તુ જૂદા જૂદા વ્યાપારમાં રોકાતાં તેને જૂદાં જૂદાં નામ ઘટતાં હોય તે જૂદી વાત છે, પણ વાસ્તવિક રીતે જોતાં એ વિભાગ ખરા નથી. વળી એ માને છે કે માનસિક બળ અને નૈતિક બળ એ બેઉ પણ સ્વતંત્ર વસ્તુઓ નથી, પણ એક જ શકિત જૂદી જૂદી રીતે આવિર્ભાવ પામે છે. એ વિષયમાં ખરૂં શું તે નિર્ણય કરવાનું કામ માનસશાસ્ત્રનું અને તત્ત્વજ્ઞાનનું છે.

સદસદ્‌વિચારશક્તિ પણ ઘણી જરૂરની છે. કાર્લાઈલના મત પ્રમાણે પાપ પુણ્ય એ એવી વસ્તુ નથી કે બેન્થામ જેવા તત્ત્વજ્ઞાનીઓ (utilitarians) માને છે તેમ તેથી ઉદ્‌ભવતાં સુખદુઃખને બજારમાં શાક તોળાવતા હોઇએ તેવી રીતે તોળાવીને તેના વજન પ્રમાણે તેની કિંમત કરીએ. પાપ તે પાપ જ છે, અને કદી પણ ન કરવું જોઈએ; પુણ્ય તે પુણ્ય જ છે, અને સર્વથા કરવું જ જોઈએ. સ્વર્ગની ઊજળી અને અનન્ત ભૂમિ તે પુણ્યનું ફળ સૂચવે છે, ત્યારે અનેક અસહ્ય દુઃખોની નરકની ભૂમિ તે પાપનું ફળ સૂચવે છે.

નિરભિમાન એ ગુણ પણ અત્યન્ત આવશ્યક છે. હું કંઈક મોટો છું, મારી સઘળાએ સ્તુતિ કરવી જોઇએ એવો વિચાર વીર નરના હૃદયમાં કદી પણ ઉદ્‌ભવતો નથી.

વીર પુરુષ પોતાના મહત્વનો ફાંકો કદી પણ રાખતો નથી. આસપાસના સંજોગોની આંધી હદમાં પૂરાઈ રહ્યો રહ્યો પણ એનો વિશાળ આત્મા નિરભિમાનપણે પોતાના કર્તવ્યમાં મચ્યો રહે છે.

વર્તમાન સમયમાં દાદાભાઈ નવરોજજી, સર ફીરોજશાહ મહેતા, અને સુરેન્દ્રનાથ બેનરજી જેવા, મહાત્મા ગાંધીજી, પંડિત જવાહિરલાલ, અને સુભાષબાબુ જેવા દેશભક્તોની સક્રિય પૂજામાં દેશનાં ભાવી ઉદયનાં ચિહ્ન કોને નહિ જણાય ? એ વીરપૂજા એક ઉંચા પ્રકારની મનોભાવના તરીકે જ ન રહેતાં આપણી કૃતિઓમાં પણ ઉપર જણાવેલી વીર નરની ગુણસમૃદ્ધિના બળ વડે સફળ રીતે ઊતરે અને આપણો દેશ વધારે ઉજ્માળો અને સ્વતંત્ર થાય એટલું જ આપણે ઈચ્છીશું. તથાસ્તુ !

(વસન્ત, આષાઢ, સં. ૧૯૬૫)

હઝરત મહુમ્મદ પયગમ્બરના જન્મોત્સવની ઉજવણીને રમણીય પ્રસંગે બીનમુસ્લીમોને પણ ઉદાર ભ્રાતૃભાવ રાખીને આપે નિમંત્ર્યા છે એટલું જ નહિ પણ તેમને બોલવાનો પણ સપ્રેમ આગ્રહ કર્યો છે તે માટે હું મારો હર્ષ પ્રકટ કરૂં છું, આપને અભિનંદન અર્પું છું, અને આપણો બિરાદરીનો સમ્બન્ધ દિનપ્રતિદિન બઢતો જાય એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

**ખેવડી સાંકળ**

જગતના મહાપુરુષોને જાણવા, તેના દૈવી અંશને ઓળખવો, તેનો સત્કાર કરવો અને સંમાન અર્પવું એ માનવીની માનવતાનો સ્વાભાવિક ધર્મ છે. એ સંમાન અર્પવામાં આપણી સાથે ગાઢા સમ્બન્ધથી સંકળાયલા મુસલમાન બંધુઓથી શામીલ રહેવું એ વિશેષ આનન્દ-

પ્રદ લાગે છે. એ આનન્દ મેળવવાનો હિંદના બાળક તરીકે આપણો અધિકાર છે. આ પ્રમાણે ધર્મ અને અધિકાર—ફરજ અને હક્ક, એ બેવડી સાંકળના ખેંચાણને લીધે આજના ભવ્ય પ્રસંગ ઉપર કંઇક બોલવાને હું પ્રેરાયો છું.

જેમનો જન્મોત્સવ ઉજવવાને આપણે ભેગા થયા છીએ તેનું ઉંડું અને તલસ્પર્શી ઓળખાણ કરાવવાનો સબળ અને સફળ પ્રયત્ન ઇંગ્લાંડના મહાન લેખક અને વિચારક કાર્લાઇલને હાથે જેવો થયો છે તેવો અન્ય કોઈ તટસ્થ વૃત્તિના લેખકને હાથે થયેલો મારા જાણવામાં નથી. આજના મારા વક્તવ્યને માટે એ ઉત્સાહી વીર-પૂજકનું હું અવલમ્બન કરૂં તો તે સર્વથા યોગ્ય ગણાશે.

અમરજ્યોતિ

આરંભમાં હઝરત મહમ્મદની પયગમ્બર તરીકેની પ્રવૃત્તિમાં જેઓ અસત્ય કે દંભનું આરોપણ કરે છે તેની સખ્ત શબ્દોમાં લેખક ઝાટકણી કાઢે છે અને એવું આરોપણ જેઓ કરે છે તેઓએ શરમાવું જોઇએ એવો પોતાનો મત દર્શાવે છે. એવા વિચારો એ માત્ર આપણા ઉપર થયેલી નાસ્તિકતાનીજ અસર છે, એવા વિચારો આપણી આધ્યાત્મિક શક્તિઓ ક્ષીણ થયાનું, એને પક્ષાઘાત લાગ્યાનું સૂચન કરે છે એમ એ કહે છે; અને એવા માણસોનું જીવન એ 'જીવતું મરણ' જેવું છે એમ એ માને છે. જેને ખાતર અલ્લાનાં અનેક સન્તાનોએ જીવન અર્પણ કર્યાં, સાચો જીવનમાર્ગ દાખવનારા ઉપદેશનું અમૃત લાખો માણસોને હજારો વર્ષ સુધી જેમણે પાયું

તેના ઉપર આવા અણછાજતા આક્ષેપો મૂકવા એ કાર્યને એ બેહુદું ગણે છે અને પૂછે છે કે કોઈ પણ અસત્યસેવી પુરુષે આવો મહાન ધર્મ સ્થાપ્યો હોય એવું કદી સાંભળ્યું છે? ઈંટચૂના વડે ઘર બાંધવાનું સરખામણીમાં અત્યન્ત સાદું કામ પણ અસત્ય વડે થઈ શકે નહિ. ચૂનો, ઈંટ વગેરે લઈને તેના વિશેષ ધર્મ જાણવાનું અને પાળવાનું કામ જો સચ્ચાઈથી એ ન બજાવે તો એ ઘર બનાવશે કે ઉકરડો? એવી બનાવટ કંઈ લાખો માણસોને સમાવી શકે નહિ, એવી બનાવટ કંઈ હજારો વર્ષ સુધી ટકી રહે નહિ, એ તો તરત જ પડી જાય. પ્રભુનો સંદેશો લાવનાર પ્રતિભાસંપન્ન પુરુષ એ ખાલી આકાશમાં ઉડાડેલી હવાઈનો ક્ષણ વાર પ્રકાશ આપતો અને પછી ખલાસ થતો તમાશો નથી, પણ એ તો પ્રભુએ પ્રકટાવેલી અખંડ જ્યોતિ છે અને શાશ્વત કાળ સુધી ટકી રહે છે.

જીવન: એક સત્ય

અસત્ય કદી ચિર કાળ સુધી નભે નહિ. બનાવટી નોટ જેમ તેમ કરીને માણસ પોતાના મલિન હાથમાંથી પસાર કરાવી દે, પણ તેનાં પરિણામ બીજાને તો અવશ્ય ભોગવવાં પડે. અસત્યનો અંધકાર કેટલોક વખત ચાલ્યા પછી અન્તે તો વિપ્લવ કે ક્રાન્તિ કે પરિવર્તનના પ્રચંડ ભડકાઓ નીકળવા જ માંડે.

આ તો સામાન્ય મનુષ્યોની વાત કહી. મહાત્માઓને, વિષે તો એથી પણ આગળ જઈને આપણે કહી શકીએ કે

એવા વીર પુરુષથી સત્યથી વેગળા જઈ શકાય એ કદી બનવા જોગ જ નથી. એ જે કંઈ છે અને એનામાં જે કંઈ છે તે સત્ય વડે જ છે. કોઈ પણ ક્ષેત્રમાં કોઈ પણ સમર્થ વ્યક્તિ 'સાચા દિલની સેવા' એ ભાવના જો તેનામાં ન હોય તો કંઈ પણ કરી શકે જ નહિ. સેવાની ભાવનાનાં જ્યાં બણુગાં ફૂંકવામાં આવે ત્યાં એ ખરી ભાવના ભાગ્યે જ હોય છે. એવી બડાઈખોરી તો અત્યન્ત ક્ષુલ્લક વસ્તુ છે. વીર પુરુષની સેવાભાવના તો એવા પ્રકારની હોય છે કે તે વિષે એ બોલી શકતો નથી; રે! એના અસ્તિત્વની એને ખબર પણ નથી હોતી. એ ભાવના એના પોતાના ઉપર આધાર પણ રાખતી નથી. એ ભાવના રાખ્યા વિના એને ચાલતું જ નથી એવી પરવશ એની સ્થિતિ હોય છે. 'હું જીવું છું' એ મહાન્ સત્ય એને માટે ખરેખરું મોટું હોય છે. જ્યાં જાય ત્યાં આગળ એ સત્યની ભવ્યતાનો સાક્ષાત્કાર એને થયાં જ કરે છે. એને મન જીવન એ એક મહાન્ સત્ય છે; જગત્ એ એક મહાન્ સત્ય છે, અને જીવન અને મરણ જેવું જ સત્ય, સુન્દર, અદ્ભુત અને ભવ્ય આ વિશ્વ છે.

એવો માણસ તે ખરેખરો અસલી માણસ છે, નકલી નહિ. પ્રભુના સંદેશ ઝીલવાની એ શક્તિ ધરાવે છે. વસ્તુનું અંતઃસ્વરૂપ, વસ્તુનું પરમ સત્ય તેમાં જ એ જીવે છે, તેના વગર એ રહી શકે જ નહિ. પ્રભુના સંદેશ એને પ્રેરણા આપે છે; પ્રભુનાં ફરમાન એ માનવતાને પહોંચાડે છે.

પ્રકૃતિના અંતરમાંથી પ્રકટેલી એ ચેતનની ચિનગારી જગતને પ્રકાશથી ભરી દે છે. જગતના કર્તાએ એમજ નિર્માણ કર્યું હતું. એવા મહાપુરુષમાં ઉણપો હોવી શક્ય નથી. ઉણપો હોય તો પણ આ મુદ્દાની વાતને–પયગમ્બર તરીકે સત્યને નિરખવાની, સત્યને જાણવાની, સત્યને પ્રકટ કરવાની એની યોગ્યતાને તેનાથી જરા યે બાધ આવે એમ નથી.

**આરબો**

જે દેશમાં અને જે જનતા સમક્ષ એમને પોતાનો સંદેશ પહોંચાડવાનો હતો તેની કેટલીક વિશિષ્ટતા હતી. પર્વતો, અરણ્યો, વચ્ચે વચ્ચે લીલોતરીવાળાં રમણીય સ્થળો, ખજૂરીનાં ઝાડ વગેરે ત્યાં હતાં. એક નિવાસસ્થાનને બીજાથી જૂદાં પાડનારાં વિશાળ રેતીનાં રણો ત્યાં હતાં. સર્વત્ર એકાન્ત અને શાન્તિ ત્યાં જણાય. દિવસે પ્રચંડ સૂર્યનાં કિરણો તમને અકળાવે, રાત્રે ભવ્ય આકાશ અને તારકોનાં ટોળાંઓ તમારી દૃષ્ટિએ પડે. કામના ઉતાવળા, લાગણીમાં ઉંડા આરબોના નિવાસને માટે એ દેશ યોગ્ય જ હતો. ઉતાવળ, ચાલાકી અને તેની જ સાથે ચિન્તનશીલતા એ આરબની પ્રકૃતિના સાધારણ ગુણો હતા. ઉગ્ર મજબૂત લાગણીઓવાળા અને એ લાગણીઓ ઉપર સખ્ત કાબૂવાળા ઉદાર અને પ્રતિભાસંપન્ન એ આરબો હતા. કોઇ અતિથિ–પછી તે કટ્ટામાં કટ્ટો શત્રુ કયાં ન હોય!–તે પોતાના તંબૂમાં આવે તો તેને સત્કાર આપતા. ટે એટલે સુધી કે તંબૂમાં જે કંઇ હોય તેના ઉપર ટેકે

અધિકાર સ્વીકારવામાં આવતો. ત્રણ દિવસ સુધી મહેમાન-ગિરીના પવિત્ર નિયમો સાચવીને એના રસ્તા તરફ એને વાળતા અને પછી બીજા એવા જ પવિત્ર નિયમને અનુ-સરીને મારી શકાય તો એને મારતા. જેવું વર્તનમાં તેવું જ વચનમાં. એ લોકો વાતોડિયા નહોતા, પણ બોલે ત્યારે એમનું વક્તૃત્વ ખીલી નીકળે. ઉંડી લાગણીવાળા સત્યપ્રેમી એ લોકો હતા. હઝરત મહમ્મદ પયગમ્બરની પહેલાંના સમયમાં કવિતાઓની સ્પર્ધા તેઓમાં થતી. અરબસ્તાનના દક્ષિણ પ્રદેશમાં વાર્ષિક મેળાઓ ભરાતા, અને બજારનો વંખત પૂરો થયા પછી કવિઓ પોતાની કવિતા લલ-કારતા અને ઈનામો મેળવતા. એ કવિતાઓ સાંભળવાને લોકોની ભારે ઠઠ જામતી.

તેઓમાં ધાર્મિકતા હતી. તારાઓને તેઓ પૂજતા; કુદરતના વિવિધ પદાર્થોને કુદરતના સર્જનહારના પ્રતીક તરીકે તેઓ નમતા. આ પૂજા એક રીતે જોતાં ખોટી હતી. છતાં બીજી રીતે જોતાં તે ખરી પણ હતી. અત્યારે પણ કુદરતના વિવિધ પદાર્થોમાં દિવ્યતા કે સૌન્દર્ય જેઓ જોય છે અને ગાય છે તેમને 'કવિ' કહીને તેનો વિશેષ સત્કાર આપણે નથી કરતા ?

કાબા ને ઝમઝમ

એ આરબોના ધાર્મિક ભાવને વહેવાને માટે સૌથી પુરાણું અને સર્વમાન્ય સ્થળ તે મક્કામાં કાબાનું હતું. ઝમઝમ કૂવાનો પણ એ મંદિરમાં જ સમાસ થાય છે. કઠણ પૃથ્વીમાંથી ફૂટી નીકળતા જીવનરસનું

સામ્ય ધરાવનાર કૂવો સર્વત્ર આકર્ષક થઈ પડે છે. જ્યાં આગળ જીવનને માટે પાણીની જરૂર સૌથી વિશેષ તેવા રેતાળ અને શુષ્ક પ્રદેશમાં તો એની આકર્ષકતા એથી પણ વિશેષ. એના પાણીના અવાજ ઉપરથી એનું નામ ઝમઝમ પડ્યું છે. હજારો વર્ષ થયાં એના ઉપર કાબાની ઈમારત આવી રહી છે. એ ઈમારત ભવ્ય છે. એની આસપાસના થાંભલાઓ અને તે ઉપરના દીવાઓ અને બીજા અલંકારો હારમાં ગોઠવાયલા હોઈને અને આકાશના તારાઓ સાથે પોતાના ચમકારથી સ્પર્ધામાં ઊતરતા હોઈને સ્થળની શોભામાં વૃદ્ધિ કરે છે. અસંખ્ય મુસલમાન બંધુઓનાં ચક્ષુઓ દિવસમાં પાંચ વખત નિમાઝ પઢતી વખતે એ પવિત્ર ધામ તરફ રોજ ને રોજ પડે છે. મનુષ્યોની જ્યાં વસ્તી હોય એવાં સુન્દર સ્થળોમાં જે વિશેષ ધ્યાન ખેંચે તેવાંમાંનું એક આ છે.

**પયગમ્બરનો જન્મ**

આ સ્થળની પવિત્રતાને લીધે આરબનાં ટોળાંઓ ઠેરઠેરથી ત્યાં યાત્રા અર્થે આવતાં અને શહેર તરીકે મક્કાનો વિશેષ ને વિશેષ ઉદય થયો. એ શહેર એક વખતે જાહોજલાલીમાં હતું; હવે તેમ નથી. એનું સ્થાનક ખાસ શહેરને માટે અનુકૂળ પડે તેવું નથી. ઉજ્જડ પર્વતોની વચ્ચે રેતાળ ખબોલમાં એ આવેલું છે, સમુદ્રથી એ વેગળું છે, ખોરાકીનાં સામાન્ય સાધનો પણ બહારથી મંગાવવાં પડે છે. પણ યાત્રાળુઓ ઘણા આવતા થયા તેમ તેમ તેને માટે રહેવાની સોઈ કરવી પડી, અને જે યાત્રાનું

સ્થળ થયું તે તરત જ વેપારનું સ્થળ બની ગયા વગર રહેતું નથી. એક કામને માટે લોકો ભેગા થયા કે બીજું કામ સાથે સાથે કરી નાંખવાની વૃત્તિ પણ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. આ કારણથી એની વસ્તી વધી (એક વખત એક લાખની વસ્તી થઈ હતી) તેની સાથે એનો વેપાર પણ વધ્યો. આવી રીતે અરબસ્તાન અને આરબોનાં અનેક વર્ષો વહી ગયાં ત્યાર પછી હઝરત મહમ્મદ પયગમ્બરનો જન્મ થયો. એ જન્મ ઇ. સ. ૫૭૦માં થયેલો એમ કહેવાય છે.

એમનો જન્મ થયો ત્યાર પછી તરત જ એમના પિતાનું મરણ થયું. એમની મા ઘણી રૂપવતી, સદ્‌ગુણી અને શાણી હતી. એ છ વર્ષના થયા એટલે તે મરણ પામી. એમને ઉછેરવાનું કામ એમના દાદાના શિર ઉપર આવી પડ્યું. એ દાદા સો વર્ષની ઉમ્મરના વૃદ્ધ પુરુષ હતા. હઝરત મહમ્મદના પિતા અબ્દુલ્લા એ એમના નાનામાં નાના અને લાડકવાયા પુત્ર હતા. એ વૃદ્ધ પુરુષ પોતાની સો વરસની ઘરડી અને ઘસાઈ ગયેલી આંખ વડે મહમ્મદના તરફ જોતા ત્યારે એમનો અબ્દુલ્લા જાણે પાછો આવ્યો હોય એવો હર્ષ એમને વ્યાપતો. અબ્દુલ્લાનું જે કંઈ રહ્યું હતું તે આજ હતું એમ સમજીને આ બાળક તરફ એ સ્નેહની નજરથી જોતા. માબાપ વગરના એ નાના છોકરા તરફ એમને ઘણું વહાલ ઉપજતું. એ કહેતા કે: "આ રૂપવાન્ છોકરાની તમે સંભાળ રાખજો! આપણા કુટુમ્બમાં એના કરતાં વધારે કિંમત બીજા કોઇની નથી." એ મરવા પડયા ત્યારે સૌથી મોટા કાકા આબુ થાલેબને

કુટુમ્બના વડીલ તરીકે એ બાળકનું રક્ષણ કરવાની એ ખાસ ભલામણ કરતા ગયા. એ દાદા ઘણા ન્યાયી અને બુદ્ધિશાળી હતા એમ જણાય છે. તેમણે આરબ લોકોની ઉત્તમ રીત પ્રમાણે હઝરત મહમ્મદને ઉછેરીને મોટા કર્યા.

હઝરત મહમ્મદ મોટા થયા એટલે પોતાના કાકાની સાથે વેપાર અર્થે એ પણ જવા લાગ્યા.

સંસ્કારસિંચન

અઢાર વર્ષની ઉમ્મરે પોતાના કાકાની પાછળ પાછળ રણક્ષેત્રમાં યુદ્ધ કરવાને પણ એ ગયા હતા. પણ એક પ્રવાસ એમણે નાની ઉમ્મરમાં કીધો હતો તે એમના સઘળા પ્રવાસમાં સૌથી વિશેષ અગત્યનો જણાય છે; સીરિયામાં જે મેળાઓ ભરાતા તે જોવાને એ ગયા હતા. એ વખતે એ કિશોર વયના પુરુષને તદ્દન જૂદી જ દુનિયાનો અનુભવ થયો— અત્યન્ત અગત્યની એક પરદેશી વસ્તુનું એમને પ્રથમ જ્ઞાન થયું. ખ્રિસ્તી ધર્મ શું છે તે એમણે પહેલી જ વાર જાણ્યું. એ વખતે એમની ઉમ્મર ચૌદ વર્ષની હતી. અરબી સિવાય બીજી કોઈ પણ ભાષા એમને આવડતી નહિ. સીરિયાના મેળામાં વિચિત્ર અને ન સમજી શકાય એવું ઘણું એમના જોવામાં આવ્યું હશે. એમની આંખો ઉઘાડી હતી, એમની નજર તીક્ષ્ણ હતી. ઘણીએ વસ્તુઓ એ નજર હેઠળથી પસાર થઈ ગઈ હશે અને કંઈ ને કંઈ છાપ મૂકતી ગઈ હશે. જે સંસ્કારોને પરિણામે એક દિવસે કોઈ અજબ રીતે એમના ચોક્કસ વિચારો બંધાવાના હતા તે સંસ્કારો ઘણી અસ્પષ્ટ દશામાં પણ આ

વખતે એમના મગજ ઉપર પડ્યા વિના નહિ રહ્યા હોય. હઝરત મહમ્મદ પયગમ્બરના જીવનની ઘણી અગત્યની વસ્તુઓનો પ્રારંભ સીરિયાના પ્રવાસથી થયો હોય એ ઘણું સંભવિત છે.

છેક નાનપણથી એ એક વિચારશીલ પુરુષ ગણાતા. એમના સાથીઓ એમને 'અલ અમીન'–ઇમાનદાર કહેતા. એમનામાં સત્યતા અને વફાદારી હતાં. એ જે કંઈ કરતા, જે કંઈ બોલતા, અને જે કંઈ વિચારતા તેમાં સત્યતા હતી. એ જે કંઈ કહેતા તેમાં હંમેશાં કંઈ ને કંઈ અર્થ હતો. એ જરા થોડાબોલા હતા; કંઈ બોલવા જેવું ન હોય ત્યારે એ મૂગા રહેતા; પણ જ્યારે બોલતા ત્યારે ચોક્કસ, ડહાપણવાળું અને અંતઃકરણનું બોલતા. વાતનો જે વિષય હોય તેના ઉપર હંમેશાં એમના વિચારોથી નવો પ્રકાશ પડતો. ખરેખરી બોલવાને લાયક બોલી તે આ જ કહેવાય! એમની આખી જિંદગી સુધી સૌ કોઈ એમને ભ્રાતૃભાવવાળા, સાચા દિલના, સંગીન માણસ તરીકે ગણતા. એમની પ્રકૃતિ ગંભીર હતી, તેની જ સાથે એ પ્રેમાળ, મમતી, મળતાવડા અને મઝાકમશ્કરીમાં પણ ભાગ લે એવા હતા. બરાબર હસતાં પણ એમને આવડતું. આસપાસનું બીજું બધું જુઠાણાથી ભરેલું હોય તેવી જ રીતે હસવું પણ કેટલાકનું જુઠાણાથી ભરેલું હોય છે. નિખાલસ હાસ્ય તેઓથી હસી જ શકાતું નથી. પણ હઝરત મહમ્મદને એવું નહોતું. એમનો દેખાવ ઘણો સારો હતો. એમના ચહેરા ઉપર સુંદરતા, ડહાપણ અને

પ્રામાણિકતા જણાઇ આવતાં. એમની આંખ કાળી પણ તેજદાર હતી. એમનાં ભવાં ઉપર જે નસ હતી તે એ ગુસ્સે થતા ત્યારે ઉપસી આવતી અને વિશેષ શ્યામ વર્ણની જણાતી. એ સ્વાભાવિક લાગણીઓને આધીન થાય એવા છતાં ન્યાયી અને શુદ્ધ અંતઃકરણના હતા. અરબસ્તાનના અરણ્યના ઊંડાણમાં રહ્યા રહ્યા પોતાના જીવનનું કૃત્ય એ કર્યા જતા હતા.

સાધ્વી કદીજા

કદીજા નામની પૈસાદાર વિધવાને ત્યાં એ કારભારી તરીકે રહ્યા હતા, અને તેના કામને અંગે સીરિયાના મેળાઓમાં એમનુ જવું આવવું થતું હતું તે વિષે, કદીજાના કામની સઘળી વ્યવસ્થા એ કેવી પ્રામાણિકતાથી અને ચાલાકીથી કરતા તે વિષે, તેનામાં હઝરત મહુમ્મદના પ્રત્યે ઉપકારવૃત્તિ તથા સ્નેહ કેવી રીતે ઉત્પન્ન થયાં તે વિષે સહેલાઈથી કલ્પના થઈ શકે એમ છે. આરબ ગ્રન્થકારોએ એ બેનાં લગ્નની જે વાર્તા કહી છે તે ઘણી મધુર અને સમજી શકાય તેવી છે. એ પચ્ચીસ વર્ષના હતા; તે ચાળીસ વર્ષની, તો પણ હજી ખુબસુરત હતી. તેની સાથે હઝરત મહુમ્મદને ઠીક બનતું. તેની સાથે એ સુખ અને શાન્તિથી રહેતા. તેને એ ખરા દિલથી ચહાતા અને તેના સિવાય બીજી કોઈને એ ચહાતા નહિ. એ ચાળીસ વર્ષના થયા ત્યાર પછી ઈશ્વરના સંદેશા એમને મળવા લાગ્યા. એમના જીવનમાં કલ્પિત કે સાચાં અનિયમિતપણાંનાં કૃત્યો પચાસમે વર્ષે એમની સાધ્વી સ્ત્રી

અંશ રહેલો છે. એવા પુરુષનો શબ્દ તે કુદરતના પોતાના હૃદયના અવાજના જેવો સમર્થ છે. બીજી કોઈ પણ વસ્તુના કરતાં વિશેષ-લક્ષથી માણસો એ શબ્દને સાંભળે છે; સાંભળ્યા વગર તેઓને ચાલતું જ નથી. આ સિવાયના બીજા સઘળા શબ્દો એની સરખામણીમાં ખાલી પવનના જેવા છે.

ગુંગળાવતા પ્રશ્નો

છેક અસલથી હઝરત મહમ્મદ સાહેબના મનમાં, એની યાત્રાઓ અને એના પ્રવાસો દરમ્યાન, હજારો વિચારો આવતા હતા: "હું કોણ છું? હું જેમાં રહું છું અને જેને લોકો 'વિશ્વ'ના નામથી ઓળખે છે, તે અગાધ વસ્તુ ખરેખરી છે શું? જીવન એ શું છે? મરણ એ શું છે? મારે માનવા જેવું શું છે? મારે કરવા જેવું શું છે?" હારા પર્વતના, સિનાઈ પર્વતના કાળા પથ્થરો, રેતીનાં ભયાનક ખાલી મેદાનો એ પ્રશ્નોનો કંઈ પણ જવાબ આપી શકતાં નહોતાં. શાન્ત રીતે ગબડતા ઊંચા આકાશ તરફથી એ પ્રશ્નોનો કંઇ પણ જવાબ મળતો નહોતો. ત્યાં જવાબ મળે એવું કોઇ પણ સાધન હતું જ નહિ. માણસનો પોતાનો આત્મા અને ઈશ્વરની અર્પેલી જે કંઈ બુદ્ધિ એમાં વાસ કરતી હોય તેણે જ એ પ્રશ્નોનો ઉત્તર આપવાનો હતો.

તેનું મહત્ત્વ

એ પ્રશ્નો સઘળા માણસોએ પોતાની જાતને પૂછવાના છે. એ પ્રશ્નો આપણે પણ આપણી જાતને પૂછવાના છે, અને તેના ઉત્તર આપવાના છે. આ અરણ્યનિવાસી પુરુષને એ પ્રશ્નો બેસુમાર અગત્યના

કદીજા ગુજરી ગઈ ત્યાર પછી થયેલાં ગણાવવામાં આવે છે. એટલાં વર્ષ સુધી એમ જ જણાય છે કે પ્રામાણિક-પણાથી જીવન ગાળવું એજ એમનો 'લોભ' હતો, અને પોતાને ઓળખનારા સમ્બન્ધીઓનો માત્ર સારો અભિપ્રાય મેળવવો એટલી જ 'કીર્તિ' એમને બસ થતી હતી.

સત્યનિષ્ઠા

રે નહિ! તેજદાર કાળી આંખવાળા અને ખુલ્લા મળતાવડા ઊંડા આત્માવાળા આ અરણ્યનિવાસી પુરુષના હૃદયમાં જે વિચારો હતા તે લોભના નહિ પણ કંઈ જૂદા જ હતા. મૌનસેવી અમીર આત્મા! પોતે જે કંઈ કામ કરે તે પોતાના ખરા દિલથી કરે, ખરા દિલથી કર્યા વિના જેનાથી રહેવાય જ નહિ એવા માણસોમાંના એક એ હતા; ખરા દિલથી કામ કરવું એ જ કુદરતે એને માટે નિર્માણ કર્યું હતું. ઠાલાં સૂત્રો અને ગપાષ્ટકી વચનો એમાં જ રહેવાનું બીજાઓને ભલે ગમતું હોય! આ માણસ પોતાની જાતને એવાં ઠાલાં સૂત્રોના પડદામાં છુપાવી શકે એમ ન હતું. એના પોતાના આત્મા સાથે અને વસ્તુઓમાં સત્યતાનું જે સ્થાયી તત્ત્વ રહ્યું હોય છે તેની સાથે એકલા રહેવાને એ તૈયાર હતા. મેં કહ્યું છે તે પ્રમાણે જીવનરૂપી મહા ગહન વસ્તુ પોતાની સઘળી તેજોમયતા સાથે એમના સામું તાકી રહી હતી. કોઇ પણ ખાલી વચનોથી 'હું અહીં છું' એ અકથ્ય વસ્તુની સત્યતા છુપાવી શકાય એમ ન હતું. એ ખરા દિલની વૃત્તિ, એ સાચી નિષ્ઠામાં ખરેખર કંઈક દિવ્યતાનો જ

અંશ રહેલો છે. એવા પુરુષનો શબ્દ તે કુદરતના પોતાના હૃદયના અવાજના જેવો સમર્થ છે. બીજી કોઇ પણ વસ્તુના કરતાં વિશેષ-લક્ષથી માણસો એ શબ્દને સાંભળે છે; સાંભળ્યા વગર તેઓને ચાલતું જ નથી. આ સિવાયના બીજા સઘળા શબ્દો એની સરખામણીમાં ખાલી પવનના જેવા છે.

ગુંગળાવતા પ્રશ્નો

છેક અસલથી હઝરત મહમ્મદ સાહેબના મનમાં, એની યાત્રાઓ અને એના પ્રવાસો દરમ્યાન, હજારો વિચારો આવતા હતા: "હું કોણ છું? હું જેમાં રહું છું અને જેને લોકો 'વિશ્વ'ના નામથી ઓળખે છે, તે અગાધ વસ્તુ ખરેખરી છે શું? જીવન એ શું છે? મરણ એ શું છે? મારે માનવા જેવું શું છે? મારે કરવા જેવું શું છે?" હારા પર્વતના, સિનાઈ પર્વતના કાળા પથ્થરો, રેતીનાં ભયાનક ખાલી મેદાનો એ પ્રશ્નોનો કંઈ પણ જવાબ આપી શકતાં નહોતાં. શાન્ત રીતે ગબડતા ઊંચા આકાશ તરફથી એ પ્રશ્નોનો કંઇ પણ જવાબ મળતો નહોતો. ત્યાં જવાબ મળે એવું કોઈ પણ સાધન હતું જ નહિ. માણસનો પોતાનો આત્મા અને ઈશ્વરની અર્પેલી જે કંઈ બુદ્ધિ એમાં વાસ કરતી હોય તેણે જ એ પ્રશ્નોનો ઉત્તર આપવાનો હતો.

તેનું મહત્ત્વ

એ પ્રશ્નો સઘળા માણસોએ પોતાની જાતને પૂછવાના છે. એ પ્રશ્નો આપણે પણ આપણી જાતને પૂછવાના છે, અને તેના ઉત્તર આપવાના છે. આ અરણ્યનિવાસી પુરુષને એ પ્રશ્નો બેસુમાર અગત્યના

જણાયા. એની સરખામણીમાં બીજી સઘળી વસ્તુઓ કંઈ પણ અગત્યની નથી એવું એમને લાગ્યું. અમસ્થી દલીલ કર્યા કરનારા ગ્રીસના જૂદા જૂદા પંથોનો બડબડાટ, જ્યૂ લોકોની વૃદ્ધપરંપરાથી ચાલી આવતી અચોક્કસ વાર્તાઓ, આરબ લોકોની મૂર્તિપૂજાની અર્થવિહોણી જડ વિધિઓ–એ કોઈમાંથી એ પ્રશ્નોનો જવાબ મળી શકે એવું ન હતું. વીર પુરુષોનું–મહાત્માઓનું મોટામાં મોટું લક્ષણ જ એ છે કે વસ્તુઓના બાહ્ય સ્વરૂપને ન જોતાં વસ્તુઓને જ તે જોય છે. રૂઢિ અને રિવાજ, સુક્કાં વચનો, ઠાલાં સૂત્રો : એ સારાં હોય કે ન પણ હોય. એ સર્વની પાછળ, એ સર્વની પેલી તરફ એવી કંઈક વસ્તુ છે કે જેને અનુરૂપ, જેની છાયા જેવી એ સર્વ વસ્તુઓ હોવી જોઈએ, અને એમ જો ન હોય તો એ વસ્તુઓ મૂર્તિપૂજા છે : "ઐશ્વર્યનો દાવો કરનારા કાળા લાકડાના કકડાઓ" છે, સાચા દિલના પુરુષને હસી કાઢવા જેવી ક્ષુદ્ર વસ્તુઓ છે. એ પૂજા ગમે તેવી દબદબાભરેલી હોય, અરબસ્તાનમાં કોરિશ લોકોના અગ્રણીઓ ભલે તેમાં હાજર રહેતા હોય,– હઝરત મહમ્મદ પયગમ્બરને એ પૂજા કંઈ પણ કામની નથી. સઘળા માણસો ભલે એને અનુસરતા હોય! એનાથી શું થયું? પરમ સત્ય એના તરફ જોઈ રહ્યું છે. એણે તેનો જવાબ આપવાનો છે, અથવા રીબાઈ રીબાઈને વિનાશ પામવાનું છે. હમણાં! રે હમણાં જ! જો હમણાં નહિ તો સતત વહેતા કાળની મર્યાદામાં કદી પણ નહિ! "એનો જવાબ શોધી કાઢ. રે એનો જવાબ તારે જ શોધી કાઢવાનો છે."—

તમે લોભની વાત કરો છો? આખું અરબસ્તાન આ મહાપુરુષને માટે શું કરી શકવાનું હતું? ગ્રીસના હિરેક્લિયસનું રાજ્ય, ઇરાનના ખુશરોનું રાજ્ય અને પૃથ્વી ઉપરનાં સઘળાં રાજ્યો—એ સૌ એમને માટે શું કરી શકવાનાં હતાં? પૃથ્વીની કોઈ પણ ક્ષણિક વસ્તુનો ખુલાસો એમને જોઇતો નહોતો. ઉપર આવેલી સ્વર્ગની—જન્નતની—ભૂમિ, નીચે આવેલી નરકની—જહાન્નમની ભૂમિ એ જ એમના પ્રશ્નોનો વિષય હતો. સઘળાં રાજ્યો અને સઘળા મુકુટો,—થોડાં વર્ષો ગયા પછી એ ક્યાં રહેશે? મક્કાના કે અરબસ્તાનના ઉમરાવ કહેવડાવવું અને રંગ ચઢાવેલો લાકડાનો કકડો તમારા હાથમાં ઝાલી રાખવો—શું એથી માણસનો મોક્ષ થશે? હું નિર્ભયપણે કહું છું કે નહિ જ. એ 'ઢોંગ'નો વિચાર આપણે તદ્દન છોડવો જ પડશે. હઝરત મહમ્મદ પયગમ્બરની જીવનપ્રવૃત્તિમાં અસત્ય હતું એવું માની શકાય એમ છે જ નહિ. એ વિચાર નીભાવી લેવા જેવો પણ નથી. એ વિચારનો તો સદંતર ત્યાગ જ કરવો ઘટે છે.

ઉત્તરની સાચી શોધ

દર વર્ષે રમજાનના મહિનામાં હઝરત મહમ્મદ પયગમ્બરને એકાન્ત નિવૃત્તિમાં નિવાસ કરવાની ટેવ હતી. આરબ લોકોમાં એવો રિવાજ હતો. એ રિવાજ વખાણવા જેવો છે. એ રિવાજ હઝરત મહમ્મદ જેવાને તો ઘણો જ સ્વાભાવિક અને

સત્યની પ્રાપ્તિ

ઉપયોગી લાગે એમાં કંઈ જ નવાઇ જેવું નથી. શાન્ત પર્વતોમાં રહ્યાં રહ્યાં પોતાના જ હૃદય સાથે વિચાર કરવો, જાતે મૂગા રહેવું, "ઝીણા શાન્ત અવાજે" નું એકચિત્તે શ્રવણ કરવું,–ખરેખર, એ રિવાજ ઘણો સ્વાભાવિક જ હતો! હઝરત મહમ્મદની ઉમ્મર ચાળીસ વર્ષની હતી. આ રમજાનના મહિનામાં મક્કાની પાસે હારા પર્વતની એક ગુફામાં એ નિવૃત્તિનિવાસને માટે ગયા હતા. એ મહિનો પ્રાર્થનામાં ગાળવો અને પેલા મહત્ત્વના પ્રશ્નો ઉપર મનન કરવું એવો એમનો વિચાર હતો. એક દિવસે એમણે પોતાની સ્ત્રી કદીજા, જે પોતાના ઘરખટલા સાથે આ વર્ષે એમની સાથે હતી, તેને કહ્યું કે ઈશ્વરની અકથ્ય કૃપા વડે કરીને એ સઘળા પ્રશ્નોનો ખુલાસો મને મળી ચૂકયો છે. મારો મોહ જતો રહ્યો છે. મારો સંશય વિનાશ પામ્યો છે. મારૂં તિમિર ટળી ગયું છે. ખરી વસ્તુસ્થિતિનું દર્શન મને થયું છે. મને જણાયું છે કે સઘળી વસ્તુની અંદર અને સઘળી વસ્તુની ઉપર એક જ ઈશ્વર છે, અને એના તરફ જ આપણી દૃષ્ટિ આપણે રાખવી જોઈએ. ઈશ્વર મોટો છે, અને ઈશ્વર સિવાય બીજી કોઈ પણ વસ્તુ મોટી નથી. પરમ સત્ય તે એ જ છે. લાકડાના ક્ષુદ્ર કકડાઓ તે સત્ય નથી; ઈશ્વર તે જ સત્ય છે–પ્રથમ એણે જ આપણને સર્જ્યા. હજી એ જ આપણને ટકાવી રાખે છે. આપણે અને સઘળી વસ્તુઓ કેવળ એની પ્રતિચ્છાયા રૂપ છે, સનાતન જ્યોતિને ઢાંકનારૂં ક્ષણવારનું ઢાંકણું છે. "અલ્લા અકબર" (ઈશ્વર મોટો છે), અને

વળી 'ઇસ્લામ'. આપણે ઇશ્વરની ઇચ્છાને આધીન રહેવું જોઇએ. ઇશ્વર આપણને ગમે તે કરે,—એ જે કરે તે ખુશીથી સ્વીકારી લેવું એમાં જ આપણું સઘળું બળ સમાયલું છે. આ દુનિયામાં અને હવે પછીની દુનિયામાં! એ જે વસ્તુ આપણા તરફ મોકલાવે, પછી તે મૃત્યુ હોય કે મૃત્યુ કરતાં પણ વધારે ખરાબ વસ્તુ હોય, પણ તે સારી છે, તે જ ઉત્તમ છે; આપણે એની ઇચ્છાને આધીન છીએ. આનું નામ જો ઇસ્લામ હોય તો આપણે સઘળા ઇસ્લામમાં જ રહેતા નથી? એમ ગેથે પૂછે છે. હા, આપણામાંથી જેઓનું જીવન કંઇક નીતિમય છે તે સર્વ ઇસ્લામમાંજ રહે છે. આપણે સર્વ ઇસ્લામમાંજ રહીએ છીએ. માણસે નસીબને તાબે થવું એ હમેશાં મોટામાં મોટું ડહાપણ ગણાયું છે. નસીબને 'તાબે થવું' એમ નહિ—નસીબ એની મેળે એને તાબે કરશે—પણ નસીબમાં જે કઠણ વસ્તુ લખાઇ હોય તે જ સૌથી ડહાપણવાળી છે, તે જ સૌથી સારી છે, તે જ ત્યાં ખરેખરી જરૂરની છે એમ જાણવું અને ખાત્રીપૂર્વક માનવું એ જ મોટામાં મોટું ડહાપણ છે. પોતાના નાના સરખા મગજ વડે આ ઇશ્વરની રચેલી વિશાળ સૃષ્ટિનું માપ લેવાનો ઘેલછાભરેલો ગર્વ છોડી દેવો, પોતાનાથી ન સમજી શકાય એવા પણ ખરેખરા ન્યાયવાળા નિયમ અનુસાર જ આ સૃષ્ટિનો વ્યાપાર ચાલે છે એમ સમજવું, એ સૃષ્ટિના અંતસ્તત્ત્વમાં સારાપણું છે એમ સ્વીકારવું, અખિલ સૃષ્ટિના નિયમને અનુકૂળ થવું—અને શ્રદ્ધાપૂર્ણ હૃદય સાથે મૂગા મૂગા એ નિયમ

અનુસાર ચાલ્યાં કરવું એ જ પોતાનું કર્તવ્ય છે એવું ભાન રાખવું; એ વિષે ઠાલા પ્રશ્ન કરવા નહિ, પણ એને આધીન થવું—એ જ મોટામાં મોટું ડહાપણ છે.

એ પ્રાપ્તિનાં મૂલ્ય

હું કહું છું કે ખરેખરી નીતિ એ જ છે. સઘળા ઉપલકિયા નિયમો, સઘળા ક્ષણ વારના દેખાવો, સઘળી નફાટોટાની ગણત્રીઓને બાજુ પર મૂકીને જ્યાં સુધી માણસ જગતના મોટા અને ઉંડા નિયમની સાથે એકરૂપતાથી જોડાય છે, ત્યાં સુધી જ તે ખરો છે, ત્યાં સુધી જ તે અજય્ય છે, ત્યાં સુધી જ તે સદ્‌ગુણી છે, અને ત્યાં સુધી જ તે ચોક્કસ ફત્તેહના માર્ગ ઉપર છે. જ્યાં સુધી એ પેલા મોટા નિયમનો સહાયકારી બને છે ત્યાં સુધી જ એ વિજયી નીવડે છે, નહિ તો એ વિજયી નથી નીવડતો; અને ખચીત, એ નિયમનો એ સહાયકારી બને, એ નિયમના પ્રવાહમાં એ જોડાઈ શકે તેને માટે સૌથી વિશેષ જરૂરિયાત જ એ છે કે એ નિયમ છે, એ નિયમ સારો છે, અને એ જ એકલો સારો છે એવું એ ખરા દિલથી સમજે. ઇસ્લામનું ખરૂં તત્ત્વ આ છે. ખ્રિસ્તી અને અન્ય ધર્મો પણ સૌથી પ્રથમ ઈશ્વરની ઇચ્છાને આધીન રહેવાનું આપણને ફરમાવે છે. પાર્થિવ સુખદુઃખનો વિચાર કરવા આપણે થોભવું નહિ, ખાલી દોષદૃષ્ટિ તરફ, ખાલી નિરાશાઓ અને લાલચો તરફ આપણે લક્ષ આપવું નહિ, આપણે કંઈજ જાણતા નથી એમ માનવું, આપણી આંખે જે નઠારામાં નઠારૂં અને ક્રૂરમાં ક્રૂર જણાય તે જેવું

દેખાય છે તેવું ખરેખરું નથી એમ સમજવું, ઉપરથી ઈશ્વર જે કંઈ આપણા તરફ મોકલાવે તે આપણે સ્વીકારવાનું છે એવો વિચાર રાખવો, અને કહેવું કે "ઈશ્વર જે કરે તે જ સારું છે, તે જ ડાહ્યું છે, ઈશ્વર મોટો છે!" એ જ જગતના મહાન ધર્મોનો ઉપદેશ છે. "એ મને મારી નાંખશે તો પણ હું એના પર ભરોસો રાખીશ." ઈસ્લામનો અર્થ પણ એક રીતે સ્વાર્થત્યાગ, આત્માર્પણ એવો જ થાય છે. હજી પણ ઈશ્વર તરફથી આપણી પૃથ્વીનાં માણસો આગળ પ્રકટ કરાયલું ઉંચામાં ઉંચું જ્ઞાન એ જ છે.

આ અરણ્યનિવાસી આરબના આત્માની અંદરના અંધકારને અજવાળવાને માટે

જગતના હિતનો મહાન સંદેશ

આવો પ્રકાશ પોતાનાથી પ્રવેશી શકાય તેવી રીતે પ્રવેશ થયો હતો. જે ગાઢ અંધકાર વિનાશમાં પલટાઈ જવાનો ભય રહેતો હતો તે અંધકારને ફેડનારો, નવું જીવન જગવનારો, પ્રભુ તરફનો ઝગઝગતો પ્રકાશ એમનામાં પ્રવેશ પામ્યો હતો. એ પ્રકાશ કેવી રીતે એમનામાં પ્રવેશ પામ્યો તે સમ્બન્ધમાં 'પ્રેરણા' અને 'ગેબ્રીલ ફિરસ્તો' એ શબ્દ એમણે વાપર્યા છે. એ પ્રકાશને માટે કયો શબ્દ વાપરવો તે હજી પણ આપણામાંથી કોનાથી કહી શકાય એમ છે? 'પ્રભુની પ્રેરણા' એ વડે જ આપણામાં જ્ઞાનનો જ્યોતિ પ્રકાશે છે. જ્ઞાન મેળવવું, કોઈ પણ વસ્તુની અંદરના સત્યની પ્રાપ્તિ કરવી એ હમેશાં એક ગહન વ્યાપાર છે.

એ ગહન વ્યાપાર વિષે સારામાં સારાં ન્યાયશાસ્ત્રોથી ઉપલકિયા બડબડાટ સિવાય બીજું કંઈ પણ થઈ શકતું નથી. "શું શ્રદ્ધા એ ઈશ્વરને પ્રકટ કરનારો સાચામાં સાચો ચમત્કાર નથી?" એમ એક જર્મન ફિલસુફે પૂછ્યું છે. ઈશ્વરકૃપાથી પ્રાપ્ત થયેલા આ ગંભીર સત્યના પ્રકાશ વડે ઝળહળતો હઝરત મહમ્મદનો અખિલ આત્મા એ સત્યને અગત્યનું ગણે એટલું જ નહિ, પણ એકલું એ જ સત્ય અગત્યનું છે એમ ગણે એ ઘણું સ્વાભાવિક હતું. ઈશ્વરે એ સત્ય એમની આગળ પ્રકટ કરીને એમને અકથ્ય માન આપ્યું હતું. મૃત્યુ તથા અંધકારમાંથી ઈશ્વરે એમના આત્માને ઉદ્ધાર્યો હતો, તેથી બીજાં પ્રાણીઓની આગળ એ પ્રકટ કરવાનો ધર્મ એમના, એમના એકલાના શિર પર આવી પડ્યો હતો એટલેજ 'હઝરત મહમ્મદ સાહેબ ઈશ્વરના પયગમ્બર હતા' એ વચનોનો અર્થ છેઃ એ વચનો ખરેખર અર્થ વિનાનાં નથી. એ વચનોના ગંભીર અર્થને લક્ષમાં રાખીને આજને મંગલ પ્રસંગે 'હઝરત મહમ્મદ પયગમ્બર'ના જન્મોત્સવની ઉજવણીમાં હું મારા મુસલમાન બંધુઓની સાથે હર્ષથી અને પ્રેમથી શામીલ રહું છું.

(સુરતમાં પયગમ્બર જન્મોત્સવ પ્રસંગે
આપેલું ભાષણ તા. ૨૭–૫–૧૯૩૭)

**સત્યનું પ્રાકટ્ય**

આ વિશ્વના ગહન સત્યનું હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબને કેવી રીતે દર્શન થયું, પ્રભુનો સંદેશ એમને કેવી રીતે પ્રાપ્ત થયો, ઇસ્લામનો ધર્મ એમના સ્ફટિક સમા સ્વચ્છ અને નિર્મળ હૃદયમાં કેવી રીતે પ્રકટ થયો તે આપણે જોયું. એ સત્યોનો આરબ જનતામાં એમણે કેવી રીતે પ્રચાર કર્યો, પોતાને મળેલ દિવ્ય સંદેશ જગત સમક્ષ એમણે કેવી રીતે રજુ કર્યો, એ સંદેશ જગતે કેવી રીતે ઝીલ્યો, સત્કાર્યો અને સંમાન્યો તે આપણે હવે વિચારીશું.

**પહેલા શિષ્યો**

એ સંદેશા વિષેની વાત પ્રથમ એમણે કદીજા—એમની પ્રિય પત્નીને સંભળાવવા માંડી હશે તે વખતે સાધ્વી કદીજાએ કેવી આશ્ચર્યની દૃષ્ટિથી, કેવી શંકાની નજરથી એમના તરફ જોયું હશે તે આપણાથી સમજી

શકાય એમ છે. એમણે જે કહ્યું તે કદીજાએ સાંભળ્યું. આખરે તેણે જવાબ દીધોઃ "હા, તમે જે કહો છો તે સાચું છે." હઝરત મહમ્મદ સાહેબના હૃદયમાં આ વખતે જે અનન્ત ઉપકારની લાગણી પ્રકટ થઈ હશે તે પણ આપણાથી સમજી શકાય એમ છે. અત્યાર સુધીમાં અનેક વખત કદીજાએ એમના તરફ સ્નેહ બતાવ્યો હશે, અનેક વખત એમની સેવા બજાવી હશે, પણ આ વખતનો કદીજાનો સ્નેહ, આ વખતની કદીજાની સેવા ખરેખર એ સર્વના કરતાં વધારે હતી. હૃદયના ઉંડાણમાંથી નીકળેલાં હઝરત મહમ્મદનાં આ વખતનાં વચનો સૌથી વધારે મહત્ત્વનાં છે એમ કદીજાએ સ્વીકાર્યું એ એનો સૌથી વધારે મોટો ઉપકાર હતો. નોવેલિસ કહે છે કેઃ "બીજું કોઈ માણસ આપણાં વચનો પર શ્રદ્ધા રાખે તેનીજ સાથે આપણી પોતાની શ્રદ્ધામાં અનન્ત ઉમેરો થાય છે." ખરેખર, એ ઉપકાર નિઃસીમ હતો.—આ સાધ્વી સ્ત્રીને હઝરત મહમ્મદ સાહેબ કદી પણ ભૂલી શક્યા નહિ. આ બનાવ પછી ઘણાં વર્ષ રહીને અયેશા, એની ચુવાન અને લાડકી સ્ત્રી, જેણે પોતાના લાંબા જીવન દરમ્યાન વિવિધ પ્રકારના ગુણ વડે કરીને ઈસ્લામી દુનિયામાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી તેણે, તે ચુવાન તેજસ્વી અયેશાએ એક દિવસ એને પૂછ્યુંઃ "મને કહો, હું કદીજાના કરતાં વધારે સારી નથી? કદીજા તો વિધવા હતી, તે ઘરડી હતી, અને તેની કાન્તિ જતી રહી હતી; તે તમને વહાલી લાગતી તેના કરતાં હું તમને વધારે

વહાલી નથી લાગતી ?" હઝરત મહમ્મદ સાહેબે જવાબ આપ્યો કેઃ "ના ! રે, ના ! હું અલ્લાના કસમ ખાઈને કહું છું કે ના ! બીજું કોઈ મારાં વચનો ઉપર શ્રદ્ધા રાખતું નહોતું તે વખતે એણે મારાં વચનો ઉપર શ્રદ્ધા રાખી. આખા જગતમાં મારું મિત્ર એક જ હતું, અને એ મિત્ર તે એ હતી !" સૈયદ, એમનો ગુલામ, તેણે પણ એમનાં વચનો ઉપર શ્રદ્ધા રાખી. એ અને એમના કાકા આબુ થાલેબનો દીકરો, બાળક અલ્લી, એ હઝરત મહમ્મદ પયગમ્બરના સૌથી પહેલા શિષ્ય હતા.

નિકટનાં સમ્બન્ધીઓ

પોતાના સિદ્ધાન્ત વિષે એમણે આ માણસને મોંએ વાત કરી, તે માણસને મોંએ વાત કરી, પણ ઘણાખરાને એમનાં વચનો ઉપર શ્રદ્ધા ન બેઠી. તેઓ એમના તરફ બેદરકારી બતાવવા લાગ્યા. ત્રણ વર્ષમાં મને લાગે છે કે એમને તેરજ શિષ્યો મળી શક્યા. એમની પ્રગતિ ઘણી ધીમે ધીમે થતી હતી. આવી સ્થિતિમાં પ્રણાલિકાભંગ કરનારા આવા માણસને સાધારણ રીતે જે કંઈ સહેજસાજ ઉત્તેજન મળે છે તેટલું જ એમને પણ મળ્યું હતું. એવી સહેજસાજ ફત્તેહનાં ત્રણ વર્ષ પૂરાં થયાં પછી એમણે પોતાનાં નિકટનાં સમ્બન્ધીઓમાંથી ચાળીસ જણાને જમવા બોલાવ્યાં અને પછી ત્યાં આગળ ઊભા થઈને પોતાના વિચારો એમણે દર્શાવ્યા; અને એમણે કહ્યું કે "મારે આ વિચારો સઘળા લોકોમાં

પ્રસિદ્ધ કરવા છે. એ વિચારોનો વિષય સૌથી વધારે અગત્યનો છે, એ જ એકલો અગત્યનો છે. એ કામમાં તમારામાંથી કોણ મારી સાથે શામીલ રહેશે?" સઘળા વિચારમાં પડ્યા, સઘળા મૂગા રહ્યા. આ મૌનથી અધીરો બની જઈને જુવાન અલ્લી, જેની ઉમ્મર તે વખતે માત્ર સોળ જ વર્ષની હતી, તે એકદમ ઊઠ્યો, અને જુસ્સાદાર ભાષામાં બોલી ઊઠ્યો કે "હું તમારી સાથે રહીશ." જે મંડળી એકઠી થઈ હતી તેમાં આબુ થાલેબ, અલ્લીના પિતા, તે પણ હાજર હતા. એ મંડળીને હઝરત મહુમ્મદ તરફ દ્વેષ હોય એવો સંભવ નહોતો; તો પણ એક વૃદ્ધ પુરુષ અને એક સોળ વર્ષનો બાળક છોકરો એ બે જણા આખી માનવજાતની સામે પડીને આવું સાહસ કરવાને તૈયાર થાય એ દેખાવ તેઓને હાસ્ય ઉપજાવે એવો લાગ્યા વિના રહ્યો નહિ. આખી મંડળી હસાહસ કરીને છૂટી પડી. પણ એ વસ્તુ હસી કાઢવા જેવી નહોતી એમ આખરે જણાયું. એ વસ્તુ ઘણી ગંભીર અને મહત્ત્વની હતી! આ જુવાન અલ્લીને વિષે આપણે વિચાર કરીએ છીએ તો એના ઉપર તો આપણને પ્રેમ ઊપજ્યા વિના રહેતો જ નથી. એ અમીર સ્વભાવનો માણસ હતો. આ પ્રસંગે અને ત્યાર પછી હમેશાં એનામાં અમીરાઈજ જણાઈ છે. સ્નેહની લાગણી એનામાં ઊભરાતી હતી, હિંમતની એનામાં ખોટ નહોતી. એનામાં કંઈક પરાક્રમીપણું હતું. એ સિંહના જેવો બહાદુર હતો, તેની જ સાથે ખ્રિસ્તી લડવૈયાના જેવી મિઠાશ, સત્યતા અને સ્નેહ એનામાં હતાં.

બગદાદની મસીદમાં એનું મરણ થયું. એનું ખૂન કરવામાં આવ્યું. એની પોતાની ઉદારતા, બીજાની ઉદારતામાં એનો ભરોસો એજ એના મરણનું કારણ થઈ પડ્યું. એણે કહ્યું હતું કે "જો આ જખમને લીધે મારૂં મૃત્યુ ન થાય તો તમે એ ખૂનીને ક્ષમા આપજો; પણ જો મારૂં મૃત્યુ થાય તો એને પણ તરત તમે મારી નાંખજો, એટલે એક્કી વખતે હમે બન્ને ઈશ્વરના ન્યાયાસન આગળ હાજર થઈએ, અને હમારા બેમાંથી કોનો પક્ષ ખરો છે તે વિષે ઈશ્વરનો શો નિર્ણય થાય છે તે હમે સાંભળીએ !"

સત્યનો આગ્રહ

કોરિશ લોકો, કાબાના રક્ષકો, મૂર્તિઓની દેખરેખ રાખનારાઓ સ્વાભાવિક રીતે હઝરત મહુમ્મદ સાહેબ ઉપર ચીઢવાયા. એક બે મોટા માણસો એમની સાથે શામીલ થયા. એમના વિચારો ઘણા ધીરે ધીરે ફેલાતા હતા, પણ તે ફેલાયા વગર રહેતા નહોતા. કુદરતી રીતે ઘણા માણસો એમના ઉપર ચીઢવાવા લાગ્યા "આપણા બધાના કરતાં વધારે સમજદાર હોય એવું ડહાપણ કરનારો, આપણ સઘળાને તદ્દન મૂર્ખ અને લાકડાની પૂજા કરનારા કહીને ઠપકો આપનારો આ વળી કોણ ?" એમના બુનિયાત કાકા આબુ થાલેબે એમને બોલાવીને કહ્યુંઃ "આ સઘળી વસ્તુઓ વિષે તમારાથી મૂગા રહેવાય એમ નથી ? તમારે એ બધું માનવું હોય તો તમે ભલે માનો ! પણ એ વિષે બોલબોલ કરીને બીજાને કંટાળો આપવો, આગેવાન પુરુષોને ચીઢવવા, તમારી જાતને અને અમને, સઘળાંઓને જોખમમાં

નાંખવાં એવું કર્યાં વગર તમારે નહિ જ ચાલે ?" હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબે જવાબ આપ્યો કે: "જો સૂર્ય મારી જમણી બાજુએ ઊભો રહે અને ચન્દ્ર મારી ડાબી બાજુએ ઊભો રહે, અને મને મૂગા રહેવાનું ફરમાવે, તો પણ હું એ હુકમ માની શકું નહિ !" નહિ: જે સત્યની એમને પ્રાપ્તિ થઈ હતી તેમાં કંઈક એવું હતું કે જે કુદરતના જેવું જ બળવાન હતું; સૂર્ય, ચન્દ્ર અને કુદરતની રચેલી કોઈ પણ વસ્તુની સાથે બરોબરી કરી શકે એવું સમર્થ હતું. સૂર્યને કે ચન્દ્રને, સઘળા કોરિશ લોકો અને સઘળા માણસો અને સઘળી વસ્તુઓને ન ગણકારતાં, સર્વશક્તિમાન ઈશ્વિર જ્યાં સુધી બોલવા દે ત્યાં સુધી એ સત્ય બોલાયા વગર રહેશે નહિ. એ સત્ય બોલાવુંજ જોઈએ, અને એ સત્ય બોલાયા વગરનું રાખી શકાય જ નહિ. હઝરત મહમ્મદે એવો જવાબ આપ્યો, અને પછી કહે છે કે એ "રડી પડ્યા." એ રડી પડયા. એમને લાગ્યું કે આબુ થાલેબનો એમના ઉપર ઘણો સ્નેહ હતો; એમને લાગ્યું કે પોતાને જે કામ કરવાનું હતું તે સહેલું નહોતું, પણ ઘણું કઠણ અને મહત્ત્વનું હતું.

સાંભળે એવાં જે કોઈ માણસો એમને મળી આવ્યાં તેમની આગળ બોલવાનું એમણે પ્રચારકાર્યની મુશ્કેલીઓ જારી રાખ્યું. મક્કામાં જૂદા જૂદા યાત્રાળુઓ આવતા તેની આગળ એ પોતાના સિદ્ધાન્ત પ્રકટ કરતા. જૂદા જૂદા સ્થળમાં ધીરે ધીરે, એમના અનુયાયીઓ વધવા માંડયા. ક્વચિત્

ક્વચિત્ લોકો એમની સામે થતા. કેટલાક એમનો દ્વેષ કરતા. એમની જિંદગીમાં અનેક જાહેર તથા ખાનગી જોખમો આવીને ઊભાં રહેતાં, પણ તે સર્વને ન લેખવતાં હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબ પોતાના કાર્યમાં મંડયા રહેતા. એમનાં બળવાન્ સગાંસમ્બન્ધીઓ એમની જાતનું રક્ષણ કરતા; પણ ધીરે ધીરે એમની પોતાની સલાહને માન આપીને, એ સઘળાં સગાંસમ્બન્ધીઓને મક્કાથી ચાલ્યાં જવાની, અને દરિયાની પેલી તરફ ઍબિસીનિયામાં જઈને રહેવાની જરૂર પડી. કોરિશ લોકો દિનપ્રતિદિન એમના ઉપર વધારે ને વધારે ગુસ્સે થવા લાગ્યા. તેઓએ કાવતરાં રચવા માંડયાં અને હઝરત મહમ્મદ સાહેબને પોતાના હાથ વડે મારી નાંખવાની તેઓએ માંહોમાંહે પ્રતિજ્ઞા લીધી. આબુ થાલેબ હવે મરણ પામ્યા હતા. સાધ્વી કદીજા મરણ પામી હતી. પયગમ્બર સાહેબને આપણા તરફની દિલસોજીની કંઈ પણ જરૂર નથી; પણ આ વખતે એમની આસપાસનો સઘળો દેખાવ ઘણી ગમગીની ઉપજાવે એવો હતો. ગુફાઓમાં એમને સંતાઈ રહેવું પડતું, છૂપા વેષમાં એમને નાસવું પડતું, આમતેમ એમને દોડવું પડતું. એમને રહેવાનું ઘર નહોતું. એમની જિંદગી હમેશાં જોખમમાં રહેતી. અનેક વાર, પોતાનું જાણે આવી બન્યું હોય એવો એમને અનુભવ થતો; અનેક વાર, કોઈ ઘોડેસ્વારનો ઘોડો ભડકવાથી કે એવા કોઈ બીજા કારણથી એ માંડ માંડ બચી ગયા હતા. એવે વખતે જો એ બચી શક્યા ન

હોત તો પયગમ્બર સાહેબ અને જગતના કલ્યાણને અર્થે તેમણે આણેલો પ્રભુનો સંદેશ એ બન્ને અકાળે લય પામી ગયાં હોત. પણ એ બેઉનો એવી રીતે અંત આવે એમ નિર્માણ થયું ન હતું.

અડગ નિશ્ચય

પોતાનું કાર્ય હાથમાં લીધા પછી તેરમે વર્ષે હઝરત મહુમ્મદ સાહેબે જોયું કે મારા શત્રુઓ સઘળા એકઠા મળીને મારી વિરુદ્ધ થવાની તૈયારી કરે છે. એમણે જોયું કે દરેક કુટુમ્બમાંથી અક્કેક, એમ કરીને ચાળીસ માણસોએ મને પૂરો કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી છે અને મારૂં ખૂન કરવાનો લાગ શોધ્યાં કરે છે. એમણે જોયું કે મારાથી મક્કામાં વધારે વખત રહી શકાય એવો સંભવ જ નથી. આ કારણથી મક્કા છોડીને, જે શહેર તે વખતે યાથ્રબના નામથી ઓળખાતું હતું તે શહેરમાં એ ગયા. ત્યાં આગળ કેટલાક માણસો એના અનુયાયી થયા હતા. હવે, આ બનાવ બન્યા પછી એ શહેર મદીના અથવા **મદીનત અલ્ નબી** (પયગમ્બરનું શહેર) એ નામથી ઓળખાય છે. એ શહેર આશરે ૨૦૦ માઈલ દૂર હતું. પર્વતોમાં અને અરણ્યોમાં થઈને એમને જવાનું હતું. ઘણી અડચણો વેઠીને આખરે એ ત્યાં પહોંચ્યા. એ વખતે એમના મનની સ્થિતિ કેવી હતી તે આપણાથી સહેલાઈથી સમજી શકાય એમ છે. એ શહેરમાં એમનો સારો સત્કાર થયો. મક્કાથી નાસીને હઝરત મહુમ્મદ સાહેબ મદીના ગયા તે વખતથી હીજરી સંવત્‌ની શરૂઆત ગણાય છે.

આ હીજરાનું પહેલું વર્ષ તે ઇસુ ખ્રિસ્ત સંવતનું ૬૨૨મું, અને હઝરત મહમ્મદ સાહેબના જીવનનું ૫૩મું વર્ષ હતું. હવે એમને વૃદ્ધાવસ્થા થવા માંડી હતી. એમની આસપાસના મિત્રો એકેક પછી એકેક વિદાય થવા માંડ્યા હતા. એમનો પંથ ઉજ્જડ થવા માંડ્યો હતો. એમની ચારે બાજુએ ભય વ્યાપી રહ્યો હતો. આશાની ચીણગારી જો એમના પોતાના હૃદયમાં ન હોય તો વસ્તુઓના બાહ્ય સ્વરૂપમાં તો આશા ઉત્પન્ન કરે એવું કંઈ પણ એમને માટે હતું નહિ. એવી સ્થિતિમાં સઘળા માણસોને એમ જ હોય છે. અત્યાર સુધી માત્ર ઉપદેશ કરીને અને સમજણ આપીને પોતાનો ધર્મ ફેલાવવાનો એમણે પ્રયત્ન કર્યો હતો; પણ હવે પોતાની જન્મભૂમિમાંથી એ દેશનિકાલ પામ્યા હતા; પ્રભુ તરફનો જે સંદેશો એમને કહેવાનો હતો, પોતાના હૃદયના જે ઉંડા ઉદ્‌ગારો એમને બહાર કાઢવાના હતા તે સાંભળવાની અપ્રામાણિક માણસોએ ના પાડી હતી, એટલું જ નહિ પણ એ વિષે બોલવાનું જો એ જારી રાખે તો એમને જીવવા પણ ન દેવા એવો તેઓએ સંકલ્પ કર્યો હતો;—એવી સ્થિતિમાં એ અરણ્ય-નિવાસીએ એક માણસને અને એક આરબને શોભે તેવી રીતનો પોતાની જાતનો બચાવ કરવાનો નિશ્ચય કીધો. જો કોરિશ લોકોની એવી જ ઇચ્છા છે, તો ભલે! તેઓની ઇચ્છા સફળ થાઓ! તેઓને માટે અને માણસ માત્રને માટે બેસુમાર અગત્યનો જે સંદેશો મારે કહેવાનો છે તે સાંભળવાની તેઓ ના પાડે છે; કેવળ જોરજુલમથી,

તરવારના બળ વડે કરીને, ખૂનરેજી ચલાવીને તેઓ એ સંદેશાને પોતાના પગ તળે છૂંદી નાંખવાની ઇચ્છા રાખે છે; ઠીક, જો એમ છે તો હવે તરવારની અજમાઇશ ચાલવા દો ! હઝરત મહમ્મદ પયગમ્બરને હજી દસ વર્ષ જીવવાનાં બાકી હતાં; એ સઘળાં વર્ષો લડાઇઓ લડવામાં, અવિરત શ્રમ લેવામાં, ભારે ધમપછાડ કરવામાં પસાર થયાં; એનું પરિણામ શું આવ્યું તે તો આપણે જાણીએ જ છીએ.

ઇસ્લામના પ્રચારકાર્યમાં તરવારનો ઉપયોગ થયેલો એ બીના ઐતિહાસિક દૃષ્ટિએ

તરવારનો કહેવાતો ઉપયોગ ખરી છે કે ખોટી એ વિષે તીવ્ર મતભેદ છે, અને એ બીના ખોટી છે એવું પૂરવાર કરવાને ઓજસ્વી દલીલો આગળ મૂકવામાં આવે છે. એ મતભેદના વિષયને આપણે બાજુએ રાખીએ તો પણ એટલું તો કહેવું અહીં પ્રાપ્ત થાય છે કે અમુક ધર્મ ખરો છે કે ખોટો છે એ સવાલના નિર્ણય માટે જો આ વાત આગળ કરવામાં આવતી હોય તો તેમાં મોટી ભૂલ છે. તરવાર ખરી, પણ તમારી તરવાર તમે મેળવશો કયાંથી ? દરેક નવો અભિપ્રાય ધરાવનાર માણસ પ્રારંભમાં એકલો જ હોય છે. એ નવા અભિપ્રાયવાળો પક્ષ નાનો હોય છે એટલું જ નહિ, પણ **એ નાના પક્ષમાં એક જ માણસ હોય છે.** પ્રથમ તો એક જ માણસના મસ્તકમાં એ વિચાર વસતો હોય છે. આખી દુનિયામાંથી એક જ માણસ એ વિચારને માનતો હોય છે. સઘળા માણસની વિરુદ્ધ એ એક જ

માણુસને લડવાનું હોય છે. એ એક માણુસ હાથમાં તરવાર લે અને તે લઈને પોતાના વિચાર ફેલાવવાનો પ્રયત્ન કરે તેમાં કંઈ એવું ઝાઝું વળે નહિ. પ્રથમ તમારે તમારી તરવાર મેળવવી જોઇએ. આ દુનિયામાં તરવારથી કે જીભથી કે જે કંઈ ઓજાર પોતાના હાથમાં આવે તે લઈને કોઈ પણ વસ્તુ પોતાની જાતને ટકાવી રાખવાને માટે બનતા પ્રયત્ન કરે તેમાં મને કંઈ હરકત જેવું જણાતું નથી. એ વસ્તુ ભલે ઉપદેશ આપે, ભલે તે ચોપાનિયાંઓ પ્રસિદ્ધ કરે, ભલે તે લડાઈઓ કરે અને ફાવે તેટલો ખળભળાટ મચાવે; પોતાની ચાંચ અને ન્હોરિયાં વડે પોતાનામાં જે કંઈ જોર હોય તે બધું ભલે તે બહાર કાઢે; એટલું નક્કી જ છે કે આખરે, જે વસ્તુઓ જીતાવાને લાયક હોય તે સિવાય બીજી કોઈ પણ એનાથી જીતી શકાશે નહિ, પણ જે વસ્તુ ઊતરતી હોય તે જ એનાથી ખસેડી શકાશે. આ મોટી લડાઈમાં કુદરત પોતે જ ન્યાય ચૂકવનાર છે, અને કંઈ પણ અયોગ્ય તે કદી કરશે નહિ. કુદરતમાં જે ચીજનાં ઉંડાં મૂળ હશે, જે ચીજ **સાચામાં સાચી** હશે, તેજ આખરે ઊગ્યાં કરતી જણાશે. તે સિવાય બીજી કોઈ પણ ટકી રહેશે નહિ.

**કુદરતનો ન્યાય**

પણ આ સ્થળે હઝરત મહમ્મદ પયગમ્બર અને એની ફત્તેહ એના સમ્બન્ધમાં કુદરત કેવી રીતે પોતાનો ન્યાય ચૂકવે છે, કુદરતમાં કેટલી અમીરાઈ ગંભીરતા, અને ઉદારતા છે એ આપણે યાદ રાખવાનુ

છે. તમે ઘઉંના દાણા લો છો અને તે પૃથ્વીના ઉદરમાં નાંખો છો. તમારા ઘઉંની સાથે છાલાં, ફોતરાં, તણખલાં, ધૂળ અને કચરો ભળેલો હોય તેની કંઈ હરકત નહિ, તેને તમે માયાળુ ન્યાયવંતાં પૃથ્વીમાતાના ઉદરમાં નાંખો છો. પૃથ્વીમાતા ઘઉંના છોડને ઉગાડે છે, સઘળો કચરો તે મૂગાં મૂગાં ચૂસી લે છે, તેને તે ઢાંકી દે છે, તે કચરા વિષે તે કંઈ પણ બોલતાં નથી. પેલા પીળા ઘઉં ત્યાં આગળ ઊગી નીકળે છે. ભલાં પૃથ્વીમાતા બીજી સઘળી વસ્તુઓ વિષે મૂગાંજ રહે છે,—એ સઘળી વસ્તુઓમાંથી પણ એ મૂગાં મૂગાં કંઈક લાભ મેળવે છે, અને તેના વિષે એ કંઈ પણ ફરિયાદ કરતાં નથી. કુદરતમાં સઘળે ઠેકાણે એ જ પ્રમાણે છે. કુદરત એ સાચી વસ્તુ છે, એનામાં કંઈ પણ જુઠાણું નથી; અને તે છતાં સત્યતાની સાથે પણ એનામાં એટલી અમીરાઈ, એટલું ન્યાયીપણું, એટલી વત્સલતા છે. વસ્તુમાં સત્યનું તત્ત્વ હોય એટલું જ એને જોઈએ છે. જો એ તત્ત્વ હશે તો કુદરત એનું રક્ષણ કરશે, જો નહિ હોય તો નહિ કરે. કોઈ પણ દિવસ એણે જેને આશ્રય આપ્યો હોય એવી દરેક વસ્તુમાં સત્યતાનું તત્ત્વ હોય છે. અફસોસ! જગત્‌ની અંદર જે પરમ સત્યો હાલમાં પ્રકટ થાય છે અથવા અગાઉ કદી પણ પ્રકટ થયાં હતાં તે સઘળાંનો જ ઇતિહાસ શું એકસરખો નથી? એ સઘળાં સત્યોનું **બાહ્ય સ્વરૂપ** અપૂર્ણ છે; એ સત્ય **અંધકારની અંદર** પ્રકાશના એક કિરણ જેવું છે; કેવળ તર્ક, વિશ્વના કોઈ કેવળ **શાસ્ત્રીય** સિદ્ધાન્ત રૂપે એ સત્ય આપણી આગળ પ્રકટ

થયું હોય છે; એ સત્ય અપૂર્ણ, ભૂલભરેલું જણાયા વગર રહેજ નહિ, અને એવું થાય એટલે એ વિનાશ પામે અને અદૃશ્ય થઈ જાય. સઘળાં સત્યોનું બાહ્ય સ્વરૂપ વિનાશ પામે છે; અને તે છતાં એ દરેક સત્યનો જે આત્મા હોય છે તે કદી પણ વિનાશ પામતો નથી. નવાં નવાં અને વધારે ને વધારે શોભિતા દેહને ધારણ કરતો એ આત્મા માનવ આત્માના જેવો જ અમર હોય છે! કુદરતની રીત જ એવી હોય છે. કોઈ પણ સિદ્ધાન્તનું સાચું તત્ત્વ તે કદી પણ વિનાશ પામતું નથી. એ તત્ત્વ સાચું છે કે નહિ, કુદરતના ઉંડા ઉદધિનો એ સાચો અવાજ છે કે નહિ એજ પ્રશ્નનો નિર્ણય કુદરતના ન્યાયાસન આગળ થવાનો હોય છે. **આપણે** કોને શુદ્ધ અથવા અશુદ્ધ કહીએ છીએ એ કંઈ એના મનથી મહત્ત્વનો સવાલ નથી. તમારામાં ફોતરાં કેટલાં છે તે નહિ, પણ તમારી પાસે ઘઉં છે કે નહિ એ જ પ્રશ્ન છે. હું ઘણાએ માણસને વિષે કહી શકું કેઃ "હા, તું શુદ્ધ છે; ઘણો જ શુદ્ધ છે; પણ તું ખાલી ફોતરાંના જેવો છે;—વગર અંતઃકરણની દલીલો, ખાલી ગપાષ્ટકો, અર્થ-શૂન્ય બની ગયેલા વિધિઓ,—તેના જેવો તું છે; વિશ્વનું જે વિશાળ હૃદય તેનો સ્પર્શ તને કદી પણ થયો જ નથી; ખરૂં જોતાં તું શુદ્ધ પણ નથી અને અશુદ્ધ પણ નથી; **તું જ શૂન્ય જેવો છે,** કુદરતને તારૂં કંઈ પણ કામ નથી."

હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબના ધર્મમાં અનેક લોકો માનતા થયા તે તેના અસત્યને લીધે નહિ, પણ તેના સત્યને લીધે; એ ધર્મ ફેલાયો તે

ઇસ્લામ ધર્મનું ચેતન

તેના સત્યને લીધે જ ફેલાયો. એ ધર્મમાં ચેતન હતું, એનામાં હૃદયનું જીવન હતું; એ ધર્મ નિશ્ચેતન, હૃદયના ધબકારા વિનાનો, કેવળ વ્યર્થ વિવાદો કરનારો નહોતો. આરબ લોકોની મૂર્તિપૂજા, વાદવિવાદ કરનારા ધર્મપંથો, પરંપરાએ ઊતરી આવેલી વાર્તાઓ, સમજી ન શકાય એવા સૂક્ષ્મ ભેદો, ગ્રીક અને જ્યૂ લોકોના ખાલી ગપાટાઓ અને ભૂલભરેલા સિદ્ધાન્તો—એ સઘળા કચરાને ખસેડીને આ અરણ્યનિવાસીએ પોતાના જીવન અને મરણ જેવા ગંભીર પ્રામાણિક હૃદય સાથે, પોતાની વિશાળ તેજીલી કુદરતી દૃષ્ટિ વડે વસ્તુના ખરા તત્ત્વનું દર્શન કર્યું હતું. આરબોમાં તે વખતે ચાલતી મૂર્તિપૂજામાં કંઈ પણ માલ નથી એવું તેને જણાયું હતું. તમારી આ લાકડાની મૂર્તિઓ: તેને તમે તેલ અને મીણ લગાડો છો અને તેના ઉપર માખીઓ ચોંટી જાય છે. હું તમને કહું છું કે એ તો લાકડું છે! એનાથી તમારૂં કંઈ પણ વળશે નહિ; એ તો ખાલી દંભ છે; એને માનવી એ ઈશ્વરનું અપમાન કરવા જેવું છે; તમે જો સમજો તો એ વસ્તુઓ ત્રાસદાયક અને તિરસ્કારને યોગ્ય છે. ઈશ્વર એ જ ખરો ઈશ્વર છે; ઈશ્વર એ જ સર્વશક્તિમાન્ છે; ઈશ્વરે આપણને બનાવ્યા છે. આપણને મારી

નાંખવા કે જીવતા રહેવા દેવા એ ઈશ્વરના જ હાથમાં છે: "અલ્લા અકબર, ઈશ્વર મોટો છે." એની ઇચ્છાનું પાલન એમાં જ તમારૂં શ્રેય સમાયલું છે. તમારા સ્થૂલ દેહને ગમે તેટલી કંટાળાભરેલી લાગે તો પણ એની ઈચ્છા તે જ સારામાં સારી, સૌથી શ્રેષ્ઠ છે એમ તમને જણાશે; એ ઈચ્છાને સારામાં સારી ગણવાને તમે બંધાયલા જ છો, આ દુનિયામાં તેમજ હવે પછીની દુનિયામાં. તમારાથી કરી શકાય એવી વસ્તુ એ સિવાય બીજી કોઈ પણ નથી—એ સત્ય તમે સમજો!

શુદ્ધ સત્યનો પ્રકાશ

અને હવે, પેલાં અરણ્યનિવાસી માણસો જો આ સત્યમાં માનતાં હોય, હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબ તરફથી પ્રકટ થયેલા એ સત્યને વળગી રહીને તે પ્રમાણેનું વર્તન રાખવાને જો તેઓ તત્પર બન્યાં હોય તો હું કહું છું કે એ સત્ય ખરેખર મનાવાને લાયક હતું. એક રીતે કે બીજી રીતે એ સત્ય પ્રકટ થયું હોય,-હું કહું છું કે હજી પણ દરેક માણસ તરફથી મનાવાને લાયક ખરેખરી વસ્તુ તે એજ છે. એ વડે કરીને મનુષ્ય તે આ જગતરૂપી મહામંદિરનો વડો પુજારી બની રહે છે; આ જગતના રચનારની આજ્ઞાઓને એ અનુકૂળ બને છે; એ આજ્ઞાઓની વિરુદ્ધ જવાનો વ્યર્થ પ્રયત્ન કરવાને બદલે એ આજ્ઞાનો સહાયકારી બને છે; આજદિન સુધીમાં કર્તવ્યનું એથી વધારે સારૂં લક્ષણ મે બીજું કોઈ પણ જાણ્યું નથી. જગતની જે દિશા તરફની

ખરેખરી પ્રગતિ છે તેના સહાયકારી થવું એમાં જે કંઈ **વ્યાજબી** છે તે સઘળાંનો સમાવેશ થઈ જાય છે; એનાથી તમારો વિજય થાય છે (જગતની અમુક ચોક્કસ દિશા તરફની જે પ્રગતિ છે તેનો વિજય થાય છે), એનાથી તમે સારા રહો છો, એનાથી તમે સાચા પંથ તરફ જ વળેલા રહો છો. ઇસુ ખ્રિસ્ત એના બાપના **જેવા જ** તત્ત્વનો બનેલો હતો કે **તેજ** તત્ત્વનો બનેલો હતો એવો ખાલી તર્કનો ખડખડાટ તે વખતમાં, ભલે તેની અગાઉના વખતમાં કે ગમે તે વખતમાં, ખડખડ્યાં કરે અને પોતાને જ્યાં જવું હોય ત્યાં અને જેવી રીતે જવું હોય તેવી રીતે તે વહ્યો જાય! એ સર્વમાં જો કંઈ પણ અર્થ પ્રકટ કરવાની ઇચ્છા હોય તો જેનો અર્થ પ્રકટ કરવાને માટે એ ફાંફાં મારે છે તે ખરેખરી વસ્તુ આ છે. જો એ અર્થ એનાથી પ્રકટ કરી શકાતો ન હોય તો એનો અર્થ કંઈ પણ છે જ નહિ. અમૂર્ત વિચારો, તર્કશાસ્ત્રાનુસાર રચાયલા સિદ્ધાન્તો જોઇએ તેવા શબ્દમાં ગોઠવાયલા હોય કે નહિ એ સવાલ નથી; પણ જીવતાં અને સશરીર માનવીઓ એ વિચારો અને એ સિદ્ધાન્તો ઉપર હૃદયપૂર્વક શ્રદ્ધા રાખે એ જ અગત્યનો સવાલ છે. ઈસ્લામે આ સઘળા ખાલી ખડખડાટ કરનારા પંથોનું ભક્ષણ કર્યું, અને મને લાગે છે કે એમ કરવાનો એને હક હતો. કુદરતના વિશાળ હૃદયમાંથી નીકળી આવેલું એ સત્ય હતું. આરબ લોકોની મૂર્તિપૂજા, સીરિયાનાં જડ સૂત્રો—જે કંઈ એટલું સત્યતાવાળું નહોતું; તેણે ભડકો થઈને ઊડી જવાનું હતું.

કેવળ નિર્જીવ કાષ્ઠને આ અગ્નિનો સ્પર્શ થતાં ભડકો થઈને ઊડી જવાનું હતું. ઈસ્લામનો પ્રચાર એટલે પયગમ્બરના હૃદયમાંથી પ્રકટેલો અને ચોમેર પથરાતો સત્યનો તેજસ્વી પ્રકાશ. એ પ્રકાશ ઝીલીને ઈમાનદારી, ઈજ્જત, અને ભ્રાતૃભાવના સુવિચારોને આપણે હૃદયમાં સ્થાપીએ, આપણા વર્તનમાં ઉતારીએ.

હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબના જીવનનાં છેલ્લાં તેવીસ વર્ષ બાહ્ય જગતની દૃષ્ટિએ કેટલાં કષ્ટમય હતાં તે આપણે જોયું. એ દુઃખના અને દેશનિકાલના દોહ્યલા દિવસોમાં જ

કુરાન—એક ચમત્કારી પુસ્તક

એમણે જેમ જેમ વખત મળતો ગયો તેમ તેમ કુરાનનું પુસ્તક ઉતરાવ્યું. એ અને એમના શિષ્યો જે પુસ્તકનાં આટલાં બધાં વખાણ કરતા અને આખા જગતને પૂછતા કે 'શું આ એક ચમત્કાર નથી?' તે આજ પુસ્તક. સઘળા કાયદા અને સઘળી રૂઢિના ધોરણ તરીકે એ પુસ્તક મુસલમાનોમાં સર્વત્ર સ્વીકારાયું છે; વિચાર અને વ્યવહાર બન્નેમાં તેઓ એ પુસ્તકની આજ્ઞાને જ અનુસરે છે; એ પુસ્તકને તેઓ પ્રભુના સંદેશા તરીકે માન આપે છે,

અને પૃથ્વીના લોકોએ એ સંદેશાને અનુકૂળ પોતાનું વર્તન રાખવું એ તેઓ જરૂરનું ગણે છે. એ લોકોના ન્યાયાધીશો એ પુસ્તકને અનુકૂળ રીતે પોતાના ચુકાદા આપે છે. એ પુસ્તકનો અભ્યાસ કરવો અને પોતાના જીવનનો પ્રકાશ એ પુસ્તકમાંથી મેળવવો એ દરેક મુસલમાનની ફરજ ગણાય છે. કેટલીક મસીદોમાં આખું કુરાન રોજ ભણી જવામાં આવે છે. પુજારીઓની ત્રીસ ટુકડીઓ પહેલેથી તે છેલ્લે સુધી ક્રમવાર એનો પાઠ કરે છે, અને એમ કરીને આખું પુસ્તક રોજ ને રોજ તેઓ પૂરૂં ભણી જાય છે. સેંકડો વર્ષ થયાં આટલા બધા માણસોના શ્રવણપથમાં તથા હૃદયદ્વારમાં આ પુસ્તકના ધ્વનિઓ નિરન્તર સંભળાયા કરાયા છે. કેટલાક મુસલમાન પંડિતોએ એ પુસ્તકનો ૭૦,૦૦૦ વખત પાઠ કરેલો એવું સાંભળવામાં આવ્યું છે.

**સાચા દિલના ઉદ્‌ગાર**

એ પુસ્તકમાં એક મોટી ખુબી રહેલી છે. જે પુસ્તક રચનારના હૃદયમાંથી નીકળ્યું હોય તે અન્યના હૃદયમાં પ્રવેશ પામ્યા વગર રહેતું નથી. પુસ્તકિયા વાચન કરતાં કુદરતના સીધા અનુભવોમાંથી પ્રાપ્ત થયેલી પ્રેરણા વધારે બલવતી હોય છે. પરિશ્રમથી પ્રાપ્ત થયેલી આવડત કરતાં પ્રભુ અને પ્રભુએ નિર્મેલા જગતમાંથી જે સત્યનો સાક્ષાત્કાર થયો હોય તેને મૂર્તિમન્ત કરતી વાક્યરચના વિશેષ સામર્થ્યવાળી છે. સઘળી કળા અને સઘળું લેખન-ચાતુર્ય એની આગળ તુચ્છ જેવું લાગે છે. કુરાનનું

મુખ્ય લક્ષણ જ એ જણાય છે કે એ એક **સાચા દિલથી** લખાયલું પુસ્તક છે. એક મોટા અનિયન્ત્રિત માનવ આત્માના ઉછળતા ઊભરાઓ એ પુસ્તકમાં જણાય છે. અનિયન્ત્રિત, પુસ્તકિયા જ્ઞાન વિનાના, પણ ઉત્સાહી, સાચા દિલના, જેશબંધ પોતાના વિચારો શબ્દદ્વારા પ્રકટ કરવાને માટે તલપી રહેલા, પ્રભુના સંદેશને જનતા સમક્ષ પહોંચાડવાને ઉત્સુક બનેલા પયગમ્બર હઝરત મહમ્મદ. અત્યન્ત આતુરતાથી પોતાના અને પ્રભુના વિચારો પ્રકટ કરવાને માટે એ તલપી રહ્યા છે; વિચારો સામટા એમના હૃદયમાં ઉછળી રહ્યા છે. એ વિચારોના ગૌરવને લીધેજ સુવ્યવસ્થિત સ્વરૂપમાં એ વિચારોને ગોઠવવાનું કામ એમને માટે મુશ્કેલ થઈ પડયું છે. કેવી રીતે બોલવું તેના કરતાં શું બોલવું એનો જ એમણે વિશેષ અભ્યાસ કર્યો છે. સતત ચાલુ રહેતી લડાઇની ઉતાવળ અને ધમાધમીમાં પોતાના વિચારોને સાહિત્યરચનાના જેવો શોભીતો ઘાટ આપવાને થોભવું એમને પાલવે એમ નહોતું. એવા તાલમેલિયા અને ડોળદેખાવના કામ પાછળ ગાળી શકાય એટલો અવકાશ એમને હતો જ નહિ. જીવન અને મોક્ષને માટે ભરસંગ્રામમાં ઉતરનારા પુરુષની ઉતાવળ અને ઉગ્રતા—એજ એમના મનની સ્થિતિ છે. અત્યન્ત ઉતાવળ! અર્થના ગૌરવને લીધે જ પોતાના વિચારોને વિશદ સ્વરૂપમાં મૂકવાનું એમનાથી બની શકયું નથી. એવી સ્થિતિમાં આવી પડેલા આત્માનાં એક્કેક પછી એક્કેક નીકળી આવેલાં, તેવીસ વર્ષના વિવિધ પ્રકારના બદલાતા જતા અનુભવના

રંગ વડે રંગાયલાં, કોઈ વાર સાદી, કોઈ વાર વિશેષ ગૌરવ-વાળી ભાષામાં ઉચ્ચારાયલાં વચનો તે કુરાનના નામથી જાણીતાં છે.

**પ્રભુની પ્રેરણા**

એ તેવીસ વર્ષ દરમ્યાન, હજરત મહમ્મદ પયગમ્બર એ યુદ્ધમાં રોકાયલા અખિલ જગતનું મધ્યબિન્દુ હતા. કોરિશ તથા બીજા લોકોની સાથે લડાઈઓ, એનાં પોતાનાં માણસોમાં તકરારો, એના પોતાના ઉગ્ર હૃદયના ઉછાળાઓ, એ સર્વને લીધે એ નિરન્તર ઉકળાટમાં રહેતા, અને એમના આત્માને કોઈ પણ પ્રકારની શાન્તિ જણાતી નહિ. રાતે નિદ્રા ન આવતી હોય તેવા સમયમાં, વિચારના વમળમાં ગુંચવાઈ રહેલા આ મહાપુરુષનો આત્મા નિર્ણયનો જે કંઈ પ્રકાશ પોતાના ઉપર પડે તેને પ્રભુનો પોતાનો પ્રકાશ જ ગણીને તેનો સત્કાર કરતો. **કોઈ પણ રીતનો નિર્ણય** એવી સ્થિતિમાં એમને એટલો બધો જરૂરનો લાગતો, એ નિર્ણયથી એમને એટલું સુખ મળતું કે તે નિર્ણયને એ ગેબ્રીલ ફિરસ્તાની પ્રેરણા જ સમજતા. ખોટા દસ્તાવેજ બનાવનારા અને હાથચાલાકીના ખેલ કરી બતાવનારા જેવા શું એમને કોઈ ગણી શકશે? નહિ, નહિ! આ ઉદાર ઉત્સાહી હૃદય, વિચારોની મોટી ભઠ્ઠી પેઠે ઉકળતું અને અવાજ કરતું આ હૃદય કોઈ હાથચાલાકીના ખેલ કરી ખતાવનારાનું નહોતું. એમની જીંદગી તે એમના મનથી એક સત્ય હતું: પ્રભુનું રચેલું આ વિશ્વ તે એમના મનથી એક પ્રૌઢ અને

ગંભીર સત્ય હતું. કુરાનની મોટામાં મોટી ખુબી જ એ છે કે એ પુસ્તક સાચા દિલથી લખાયલું છે. ખરેખરૂં જોતાં, દરેક પુસ્તકનું સૌથી અગત્યનું લક્ષણ જ એ છે; એ લક્ષણ વડે જ બીજાં સઘળાં સારાં લક્ષણો આવી શકે છે, રે! કોઈ પણ વસ્તુમાં કંઈ પણ ખરેખરી ખુબી આવતી હોય તો તે આ ગુણને લીધે જ આવે છે. કુરાનના વિવિધ પ્રકારના વિષયોમાંથી કોઈ કોઈ સ્થળે ખરેખરી તત્ત્વદૃષ્ટિ, જેને આપણે કવિતા જેવું જ કહી શકીએ એવું પણ કંઈક જણાઈ આવ્યા વગર રહેતું નથી. પુસ્તકની અંદર પરંપરાપ્રાપ્ત કથાઓ અને તાત્કાલિક ઉપયોગના જુસ્સાદાર ઉપદેશો ભરેલા છે. આરબોને જાણીતી પયગમ્બરો વિષેની પ્રાચીન વાર્તાઓ તરફ ફરી ફરીને વળ્યા વગર હઝરત મહમ્મદને ચાલતું નથી. જૂદા જૂદા પયગમ્બરો જૂદી જૂદી પ્રજાઓ સમક્ષ કેવી રીતે આવ્યા હતા, તેઓએ જનમંડળના અપરાધ તરફ લોકોનું કેવું લક્ષ દોર્યું હતું, અને તેઓનો સત્કાર કેવી રીતે થયો હતો—તેઓનો સત્કાર હઝરત મહમ્મદના જેવો જ થયો હતો—એ પ્રાચીન વાર્તાઓ એ ફરી ફરીને કહે છે. એ વસ્તુઓ દશ દશ વાર, કોઈ વખત તો વીશેક વાર ફરી ફરીને એ કહે છે. તેનું તે કહેતાં એ કોઈ દિવસ થાકતા જ નથી! પણ ખુબી એ છે કે એ સઘળા વિસ્તારમાંથી પણ ક્વચિત્ ક્વચિત્ સાચા વિચારક અને દ્રષ્ટાનાં દર્શન આપણને થયા વગર રહેતાં નથી. જગતના અંતસ્તત્ત્વને નિહાળી શકાય એવી સૂક્ષ્મ દૃષ્ટિ એમને—હઝરત મહમ્મદ

પયગમ્બરને–ઈશ્વરે આપી છે. કંઈક સચોટપણા સાથે, કંઈક જુસ્સા સાથે, જે તત્ત્વોનું એમણે પોતાના હૃદય વડે દર્શન કર્યું છે તે તત્ત્વોનું એ આપણા હૃદયને પણ દર્શન કરાવે છે. અલ્લાની એમણે જે સ્તુતિ કરી છે તેનાં ઘણા લોકો વખાણ કરે છે. પણ વસ્તુના અંતરમાં એકદમ પ્રવેશ કરે અને તેના અંતસ્તત્ત્વનું ગ્રહણ કરે એવી દૃષ્ટિ એજ મને સૌથી વધારે આનન્દ આપે છે. એ કુદરતની પોતાની બક્ષીસ છે. એ બક્ષીસ કુદરત સૌને અર્પણ કરે છે, પણ હજાર માણસમાંથી ૯૯૯ એ બક્ષીસને વ્યર્થ જવા દે છે. એક જ માણસ તેનો સાચો ઉપયોગ કરે છે. એને હું દર્શનશક્તિની વિશુદ્ધતા કહું છું. હૃદયની વિશુદ્ધતા છે કે નહિ તેની એજ ખરેખરી કસોટી છે.

**ચમત્કાર**

હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબે કોઈ અમાનુષી ચમત્કાર કર્યા જાણ્યા નથી. ઘણી વાર એ ચીઢવાઈને કહે છે: હું કોઈ ચમત્કાર કરી જાણતો નથી. હું ? "હું એક જાહેર ઉપદેશ આપનારો છું;" સઘળાં પ્રાણીઓ સમક્ષ મારા માનીતા સિદ્ધાન્ત વિષે ઉપદેશ આપવો એજ મારૂં કામ છે.

**જગત્**

છતાં આપણે જોઈ શકીએ છીએ કે અસલથી, આ જગત્ તેજ એમના મનથી ખરેખર એક મોટો ચમત્કાર હતો. એ કહે છેઃ—આ જગત્ તરફ તમે જુઓ. એ ચમત્કારી નથી ? એ અલ્લાનું રચેલું નથી ? તમારી આંખો

જો ઉઘાડી હોય તો એમાં પ્રભુની પ્રભુતા તમારાથી જોઈ શકાશે. આ પૃથ્વી—એને ઈશ્વરે તમારે માટે બનાવી; "એ પૃથ્વીમાં જૂદા જૂદા રસ્તાઓ નિર્મ્યા;" તમે એ પૃથ્વીમાં રહી શકો છો; તમે એના ઉપર આમતેમ ફરી શકો છો.—

વાદળાંઓ — અરબસ્તાનના શુષ્ક અરણ્યનાં વાદળાંઓ તે હઝરત મહમ્મદને ઘણાં ચમત્કારથી ભરેલાં લાગતાં: ઉંચા આકાશના ઉંડા અંતરમાં ઉત્પન્ન થયેલાં વિશાળ વાદળાંઓ, એ ક્યાંથી આવ્યાં? એ મોટા કાળા રાક્ષસો કેવા લટકી રહ્યા છે! જડ પૃથ્વીને સચેત કરવાને માટે વર્ષાદપાણીની રેલછેલ એ કરી મૂકે છે, એટલે ઘાસ ઊગી નીકળે છે, અને તાડનાં તથા ખજૂરીનાં ઝાડ ઉપરનાં પત્રો શોભી રહે છે. એ એક ચમત્કાર નથી? તમારાં ઢોરઢાંખર, તેને પણ અલ્લાએ બનાવ્યાં છે. પરોપકારી મૂગાં પ્રાણીઓ! તેઓ ઘાસ ખાઈને તમને દૂધ આપે છે; તેઓ તમને વસ્ત્ર પૂરાં પાડે છે. કેવાં ચમત્કારી પ્રાણીઓ! સંધ્યા સમે તેઓ હારબંધ ઘર તરફ પાછાં વળે છે, "અને" એ કહે છે કે "તમારી શોભામાં વધારો કરે છે." વહાણ પણ—એ વહાણ વિષે ઘણી વાર કહે છે:

વહાણ — મોટા હાલતાચાલતા પર્વતો; એ પોતાની કપડાંની પાંખ પહોળી કરે છે, જળમાર્ગે કૂદતાં ચાલ્યાં જાય છે. ઈશ્વરનો મોકલેલો પવન એને મદદ કરે છે: ક્ષણવારમાં એ હાલતાં બંધ પડી જાય છે. ઈશ્વરે પોતાનો

મોકલેલો પવન પાછો ખેંચી લીધો એટલે એ નિશ્ચેષ્ટ થઈ ગયાં છે, એનાથી હાલી પણ શકાતું નથી! તમે ચમત્કારો વિષે પૂછો છો? તમારે કેવો ચમત્કાર જોઈએ છે? તમે પોતેજ અહીં આગળ નથી? ઈશ્વરે **તમને** બનાવ્યા, 'થોડી સરખી માટીમાંથી તમને એણે ઘડ્યા.' તમે એક વખતે નાના હતા. થોડાં વર્ષ ઉપર તમે બીલકુલ હતા જ નહિ. તમારામાં સુંદરતા છે, બળ છે, વિચારો છે. "એકબીજા ઉપર તમને દયાભાવ છે." તમને ઘડપણ આવે છે, અને તમારા વાળ સફેદ બની જાય છે; તમારૂં બળ ક્ષીણ થતાં તમે નિર્બળ બની જાઓ છો, તમે ઢીલા બની જાઓ છો, અને પાછા હતા તે ન હતા થઈ જાઓ છો:

દયાભાવ

"એકબીજા ઉપર તમને દયાભાવ છે" એ શબ્દો મને ઘણા ગમી ગયા. અલ્લાએ તમને પરસ્પર દયાભાવ ન રાખો એવાં ઘડ્યાં હોત,–તો તમારી શી સ્થિતિ થાત! આ એક મોટો ચોક્કસ વિચાર છે. વસ્તુનાં ખરા રહસ્યનું અહીં પ્રત્યક્ષ દર્શન છે. કવિત્વશક્તિના– જે કંઈ સારામાં સારૂં અને સાચામાં સાચું છે તેના– સંસ્કાર આ મહાપુરુષમાં દૃષ્ટિગોચર થાય છે. મજબૂત બુદ્ધિ, સૂક્ષ્મ અવલોકનશક્તિ, ઉદાર હૃદય–એ સર્વ એમનામાં છે; કોઈ પણ કાર્યક્ષેત્રમાં વીર નર તરીકે એ દીપી શક્યા હોત.

એમની દૃષ્ટિએ હમેશાં ખુલ્લું જ છે કે આ જગત્ આખું ચમત્કારથી ભરેલું છે.

પ્રભુની સત્તાનું સ્વરૂપ સઘળા મોટા વિચારકોએ કોઈ ને કોઈ રીતે જે સત્યનું દર્શન કર્યું છે તે જ સત્ય એમની આગળ પણ પ્રકટ થયું છે. તે સત્ય એ છે કે આ જડ જગત્ ખરેખર કંઇ નથી; એ દર્શન તથા સ્પર્શન વડે પ્રકટ થયેલું પ્રભુની સત્તાનું જ સ્વરૂપ છે; એ ખાલી આકાશના ઉર ઉપર આવી રહેલી પ્રભુની છાયા માત્ર છે; એથી વિશેષ કંઈ પણ નથી. એ કહે છે કે પેલા ઉંચા પર્વતો વાદળાંની પેઠે વિખેરાઇ જશે; ક્ષણવાર પછી તે હતા ન હતા થઈ જશે. બીજા આરબ લોકોની પેઠે પૃથ્વીને એ એક વિશાળ ક્ષેત્ર જેવી ગણે છે, અને પર્વતો (મહીધરો)એ પૃથ્વીને **સ્થિર રાખે** છે એવું એ માને છે. આખરે એ સર્વ વાદળાંની પેઠે વિખેરાઈ જશે, આખી પૃથ્વી ગોળ ચક્કર ફરવા માંડશે, એના ભાંગીને ભૂકા થઈ જશે, અને ધૂળ તથા વરાળ થઇને એ શૂન્યતામાં લુપ્ત થઈ જશે. અલ્લા એના ઉપરથી પોતાનો હાથ ખેંચી લે છે એટલે એનો અન્ત આવે છે. અલ્લાનું સાર્વત્રિક સામ્રાજ્ય, એક અવર્ણનીય શક્તિ, એક અવર્ણનીય જ્યોતિની સર્વવ્યાપી સત્તા, વસ્તુ માત્રમાં વ્યાપી રહેલું તેનું અસ્તિત્વ આ પુરુષની દૃષ્ટિએ સ્પષ્ટ જ હતું. હાલના માણસો જેને માટે ‘કુદરતની શક્તિઓ,’ ‘કુદરતના કાયદાઓ’ એવાં એવાં નામ વાપરે છે, અને જેને દિવ્ય વસ્તુ તરીકે એ ગણતા જ નથી, પણ વેચી શકાય

એવી તુચ્છ અને બજારી વસ્તુઓ જ ગણે છે તે આ પ્રતિભાસંપન્ન મહાપુરુષને ગૌરવવાળી લાગતી, તેમાં એમને અદ્‌ભુત ચમત્કાર જણાતો. આપણી સાયન્સો અને આપણા જ્ઞાનસંગ્રહને લીધે આપણી પ્રયોગશાળામાં રહ્યા રહ્યા વસ્તુઓની **દિવ્યતાને** આપણે ભૂલી જઈએ એવો સંભવ રહે છે. આપણે એ દિવ્યતાને ભૂલી જવી જોઈએ નહિ!

દિવ્યતાનું ભાન

એક વખત એ દિવ્યતા જો આપણે ભૂલી ગયા તો પછી યાદ રાખવા લાયક બીજું શું રહ્યું તે હું સમજી શકતો નથી. મને એમ લાગે છે કે જો એમ થાય તો ઘણી ખરી સાયન્સો જડ જેવી જ બની જાય; એ કરમાઈ ગયેલી, તકરારોમાં મશગુલ રહેનારી ખાલી વસ્તુઓ જ બની જાય. એના વગર—એ દિવ્યતાના ભાન વગર, સારામાં સારી વિદ્યા તે ચેતનહીન કાષ્ઠના જેવી બની જાય છે. બીજી વસ્તુઓની સાથે સાથે તાજાં કાષ્ઠ પણ આપી શકે એવાં ઊગતાં વનનાં વૃક્ષ તરીકે એ રહેતી નથી! કોઈ પણ પ્રકારની પૂજ્યબુદ્ધિ વગર માણસને જ્ઞાન પણ મળી શકતું નથી. પૂજ્યબુદ્ધિ વગરનું જ્ઞાન તે ખાલી દંભના જેવું જ હોય છે.

કેટલાક રિવાજો

હઝરત મહમ્મદ પયગમ્બર સાહેબના સ્થાપેલા ઈસ્લામ ધર્મની "વિષયાભિમુખતા" વિષે ઘણું કહેવામાં આવ્યું છે, અને ઘણું લખવામાં આવ્યું છે; યોગ્ય હતું તેના કરતાં ઘણું વધારે કહેવામાં આવ્યુ છે. ખરું છે કે આપણને બહુ વ્યાજબી ન લાગે એવા રિવાજોની

છૂટ એમણે આપી; પણ તે રિવાજો કંઈ એમણે નવા કાઢ્યા નહોતા. એ રિવાજો અરબસ્તાનમાં પુરાતન કાળથી ચાલ્યા આવતા હતા, અને લોકો તેને ખુશીથી વળગ્યા રહેતા હતા. એમણે તો એ રિવાજોમાં જે કેટલાક દોષો જણાયા તે થોડે ઘણે અંશે દૂર કર્યા, એ રિવાજો ઉપર કેટલાક અંકુશ મૂક્યા, એક દિશાથી નહિ પણ અનેક દિશાથી એ રિવાજોને નિયમમાં આણ્યા. એમણે સ્થાપેલો ઇસ્લામ ધર્મ કંઈ સહેલો નથી. નકોડા અપવાસ, વારંવારની સ્નાનવિધિ, સખત ગુંચવણથી ભરેલ મંત્રો, દિવસમાં પાંચ વાર પ્રાર્થના અને મદ્યપાનનો નિષેધ,—એ સઘળું જે ધર્મમાં હતું તે ધર્મ 'સહેલો હોવાને લીધે ફાવ્યો' એમ આપણાથી કહી શકાશે નહિ. શું કોઈ પણ ધર્મ સહેલો હોવાને લીધે કદી ફાવે છે ખરો? આરામ, ઉપભોગની આશા, બદલો મેળવવાની આતુરતા—આ દુનિયામાં કે બીજી દુનિયામાં કોઈ પણ પ્રકારની પ્રસાદી મેળવવાનો સંભવ, એ વડે કરીને માણસ વીર કર્મો કરવાને પ્રેરાય છે એમ કહેવું એ માણસ જાતિનું મોટામાં મોટું અપમાન છે. હલકામાં હલકા માનવીના હૃદયમાં પણ એ કરતાં કોઈ વધારે ઉંચી ભાવના રહેલી હોય છે. બિચારો લશ્કરનો સિપાઈ, શત્રુના સૈનિકોની બન્દુકની ગોળીનું નિશાન બનીને મરવા માટે પૈસા આપીને રખાયલો માણસ, તેનામાં પણ લશ્કરી કવાયત અને રોજના એક શિલિંગ એના કરતાં તદ્દન જૂદી જ એવી સિપાઈની આબરૂનું અભિમાન રહ્યું હોય છે. મીઠી મીઠી ચીજોનો

સ્વાદ લેવાને નહિ, પણ મોટાં અને સાચાં કૃત્યો કરવાને માટે, પ્રભુના ન્યાયાસન આગળ ઇશ્વરના બાળક તરીકેનું પોતાનું ગૌરવ સ્થાપિત કરવાને માટે રંકમાં રંક માનવી પણ કંઈક ન સમજાય એવી રીતે આતુર બની રહ્યો હોય છે. એ ગૌરવ સ્થાપિત કરવાનો માર્ગ તમે એને બતાવો! એ માર્ગ જણાતાંની સાથે જ હલકામાં હલકો વૈતરો તે વીર નર બની જશે. માનવી આરામ મેળવવાની ઇચ્છાથી લલચાય છે એમ જેઓ કહે છે તેઓ માનવજાતિનું મોટામાં મોટું અપમાન કરે છે. માનવીનાં હૃદય ઉપર અસર કરનારાં પ્રેરક બળો-ખરેખરી લાલચો તો મુશ્કેલી, સ્વાર્થત્યાગ, સ્વાર્પણ અને મૃત્યુ એ છે. એના અંતરના ઉંચા જીવનને તમે પ્રદીપ્ત કરો! એ વડે જે જ્વાળા પ્રકટશે તે સઘળા ક્ષુદ્ર વિચારોને બાળીને ભસ્મ કરી નાંખશે. સુખ નહિ, પણ સુખ કરતાં કોઈ વધારે ઉંચી વસ્તુ! હલકા વર્ગના લોકોમાં પણ 'આબરૂનો સવાલ' ને એવાં એવાં વચનોથી એજ સત્ય માલમ પડે છે. આપણી તૃષ્ણાઓને તૃપ્ત કરવાથી નહિ, પણ દરેક હૃદયમાં જે વીરતાનો ભાવ રહ્યો હોય છે તેને પ્રદીપ્ત કરવાથી જ કોઈ પણ ધર્મના અનુયાયીઓ થઈ શકે છે.

**સાદાઈ**

હઝરત મહમ્મદ પયગમ્બર વિષે જેને જે કંઈ કહેવું હોય તે કહે, પણ એ મહાપુરુષ જાતે વિષયાસક્તિવાળા નહોતા. એમને જો વિષયસુખમાં મગ્ન રહેનારા, ક્ષુદ્ર વસ્તુઓના ઉપભોગ તરફ જ ધ્યાન રાખનારા સાધારણ માણસ આપણે ગણીએ તો આપણી મોટી ભૂલ

છે. કોઈ પણ રીતના ઉપભોગ તરફ એમનું લક્ષ જ નહોતું. એમનો ઘરસંસાર તદ્દન સાદો અને કરકસરવાળો હતો. જવના રોટલા અને પાણી એજ એમનો ખોરાક હતો. કેટલીક વાર મહિનાના મહિના સુધી એમના રસોડામાં દેવતા સળગાવવામાં આવતો જ નહિ. યોગ્ય અભિમાન સાથે એ લોકો જણાવે છે કે હજરત મહુમ્મદ જાતે પોતાના જોડા સુધારતા, એ જાતે પોતાનો ડગલો સીવતા. એ ગરીબ, મહેનતુ, સાધન વગરના માણસ હતા. હલકા વિચારના માણસો કયા ક્ષુદ્ર ધ્યેયની પાછળ મહેનત કરતા તે જાણવાની એમને દરકાર નહોતી. કોઈ પણ રીતની તૃષ્ણા કે ભોગેચ્છા નહિ, પણ એનાથી ઘણી ઉંચી કોઈક વસ્તુ એમનામાં હતી. જો એવું ન હોત તો તેવીસ વર્ષ સુધી એમની સાથે રહીને લડનારા, નિરન્તર એમના પરિચયમાં આવનારા આરબ લોકો એમને આવું માન આપત નહિ! એ માણસો જંગલી જેવા હતા; વારેઘડિયે તેઓ એક-બીજા સાથે લડી પડતા; ખરેખરી લાયકાત અને ખરેખરી માણસાઈ વગર કોઈ પણ માણસ તેઓની સરદારી કરી શકે નહિ. તે લોકો એમને પયગમ્બર કહેતા એવું તમે કહો છો? એ તેઓની આગળ પ્રત્યક્ષ ઊભા હતા; એ ઉઘાડા હતા; કોઈ પણ રીતની ગહનતામાં એ છુપાયલા નહોતા. તેઓની નજર આગળ એ પોતાનો ડગલો પોતાને હાથે સીવતા, પોતાના જોડા પોતાને હાથે સુધારતા. તેઓની વચમાં રહીને એ લડતા, એ ઉપદેશ આપતા, એ હુકમ કરતા. એ મહાપુરુષ કેવા હતા તે તેઓએ

જોયું જ હશે, એમને કેવા **કહેવા** તે વિષે તમારી મરજીમાં આવે તેમ તમે કરો! પોતાના હાથનાં સીવેલાં કપડાં પહેરનારા આ પુરુષને જેટલું માન મળતું તેટલું માન રાજ્યમુકુટ ધારણ કરનારા મોટા મોટા બાદશાહોને પણ મળ્યું નહોતું. સખત કસોટીનાં તેવીસ વર્ષ એમણે ગાળ્યાં. એ તેવીસે વર્ષ એમનાં ધમાધમીમાં ગયાં, છતાં એમના અનુયાયીઓની એમના પ્રત્યેની આદરબુદ્ધિ એવી ને એવી જ્વલંત રહી અને એમની સરદારી એમને વિજય અપાવનારી જ નીકળી, એ એક જ વસ્તુ તરફ આપણે લક્ષ આપીએ તો એવાં પરાક્રમને માટે સાચી વીરતાની જ જરૂરિયાત છે એ આપણે સમજીશું, અને એવા સાચા વીર તરીકે એ મહાપુરુષને આપણે વંદન કરીશું.

એમનાં છેલ્લાં વચનો પ્રાર્થનાનાં હતાં. કંપતા હૃદય સાથે પ્રભુ તરફ વળતા માનવીના જીવનના કેટલાક પ્રસંગો એ ભાંગ્યાતૂટ્યા ઉદ્ગારો હતા. એમની ઉદારતા વિષે ઘણી હકીકતો નોંધાયલી છે. એમની છોકરી ગુજરી ગઈ ત્યારે એ પોતાની ભાષામાં જે સાચા દિલથી કહે છે તે ખ્રિસ્તી અને બીજા ધર્મોની માન્યતા સાથે બરાબર મળતું આવે છેઃ "ઈશ્વર આપે છે અને ઈશ્વર લઈ લે છેઃ ઈશ્વર જે કરે તે ખરું!" ગુલામગીરીમાંથી છૂટો થયેલો એમનો માનીતો સેવક સૈયદ, જે હઝરત મહમ્મદના ધર્મમાં માનનારો બીજો માણસ હતો, તેના સમ્બન્ધમાં પણ એમણે

એવાં જ વચનો કહ્યાં હતાં. હઝરત મહમ્મદને ગ્રીક લોકોની સાથે જે લડાઈઓ થઈ તેમાંની પહેલી લડાઈમાં જ સૈયદ માર્યો ગયો. હઝરત મહમ્મદે કહ્યું: "એમાં કંઈ ખોટું નથી થયું; સૈયદે પોતાના માલીકની જ સેવા બજાવી હતી, સૈયદ હવે પોતાના માલીકની જ પાસે ગયો છે, સૈયદનું કલ્યાણ જ થયું છે." છતાં સૈયદની છોકરીએ મરનારના શબ આગળ બેસીને રુદન કરતા મહમ્મદને જોયા હતા. "આ હું શું જોઉં છું?" એમ તેણે પૂછ્યું. એમણે જવાબ આપ્યો: "મિત્રના મૃત્યુ પ્રસંગે રુદન કરતા મિત્રને તું જોય છે." પોતાના મૃત્યુના બે દિવસ પહેલાં એ મસીદમાં ગયા ત્યાં એમણે પૂછ્યું: -મેં કોઈ પણ માણસનું કદી નુકસાન કર્યું છે? જો એમ હોય તો એ અપરાધની શિક્ષા મને જ થજો! મારી પાસથી કોઈ પણ માણસનું લહેણું નીકળે છે? એક માણસે કહ્યું: હા. ફલાણી વખતે તમે આટલી રકમ મારી પાસથી ઉછીની લીધી હતી. હઝરત મહમ્મદે એકદમ એ રકમ આપી દેવાનો પોતાના માણસને હુકમ આપ્યો.–તમને પેલી સાધ્વી સ્ત્રી કદીજા, અને "ના, રે ના! હું અલ્લાના કસમ ખાઈને કહું છું કે ના!" એ હઝરત મહમ્મદનો જવાબ સાંભરે છે? એવાં એવાં લક્ષણોથી એમનો ખરેખરો સ્વભાવ આપણને માલમ પડી આવે છે. આપણ સર્વનો બંધુ, આપણ સર્વની એક જ માતાના સાચા પુત્રનું ખરૂં ચિત્ર આ જ સૈકાઓ પછી પણ આપણી આગળ પ્રત્યક્ષ ખડું થાય છે.

હઝરત મહમ્મદ પયગમ્બરના નીતિવિષયક ઉપદેશનું વલણ હમેશાં શુભ તરફ જ હતું.

નીતિનો ઉપદેશ

યોગ્ય અને સાચી વસ્તુ તરફ લક્ષ રાખનારા હૃદયની સ્વાભાવિક આજ્ઞાઓ એ ઉપદેશમાં સમાયલી છે. ખ્રિસ્તી ધર્મમાં ક્ષમાની જે ઉત્કૃષ્ટ ભાવના છે, એક ગાલ પર તમાચો પડયો હોય ત્યારે બીજો ગાલ ધરવાની જે આજ્ઞા છે તે અહીં નથી. જે સમયમાં આરબોની એક ટોળકીને સહેજ પણ ઈજા થઈ હોય તો ઈજા કરનાર માણસની સમગ્ર ટોળકીનો ઉચ્છેદ કરવો એ ધર્મ્ય ગણાતું હતું તે સમયમાં એવી આજ્ઞા તદ્દન અવ્યવહારૂ જ થઈ પડત. હઝરત મહમ્મદ પયગમ્બરે સમય અને સંજોગોને અનુકૂળ રહીને જે ઉપદેશ આપ્યો તે એવો હતો કે "તમારે વેર લેવું, પણ તે અતિશય લેવું નહિ. વેર લેવામાં તમારે ન્યાયની મર્યાદા ઓળંગી જવાની નથી." એ વેરની ભાવના પયગમ્બર સાહેબે ઉદ્દીપિત કરી નહોતી. એ વેરની ભાવના એમણે ઉત્પન્ન પણ કરી નહોતી. વેરની જે ભાવના હતી તેને એમણે નિયમમાં આણી હતી, તેના ઉપર એમણે ઘણા યોગ્ય અંકુશો મૂક્યા હતા.

સમાનતા

બીજી તરફથી જોતાં, બીજા કોઈ પણ મોટા ધર્મની પેઠે, માનવહૃદયના ઉંડાણમાં ઊતરનારા બીજા કોઈ પણ સત્ત્વની પેઠે ઈસ્લામ એ મનુષ્ય માત્રને સરખી સ્થિતિનાં ગણે છે. એક શ્રદ્ધાળુ પુરુષનો આત્મા સઘળા પાર્થિવ રાજવૈભવના કરતાં ચઢી જાય એવો છે. ઈસ્લામી

અસલની માન્યતામાં એમણે જે કંઈ ફેરફાર કીધો તે એની વિષયપરાયણતા ઓછી કરવાનો હતો. કુરાનમાં સ્વર્ગનાં-જિન્નતનાં સુખ વિષે ઘણું થોડું જ કહેવામાં આવ્યું છે: જે કંઈ કહેવામાં આવ્યું છે તે પણ ભાર દઈને નથી કહેવામાં આવ્યું, પણ જરાતરા સૂચવવામાં આવ્યું છે. વળી ત્યાં આગળ પણ આધ્યાત્મિક આનન્દો તેજ ઉંચામાં ઉંચા ગણાશે એ વાત ભૂલી જવામાં નથી આવી. પ્રભુની વિશુદ્ધ સત્તા, એનો આનન્દ બીજા સઘળા આનન્દો કરતાં ઘણો ઘણો વધારે ચઢી જશે. એ કહે છે: “એકબીજાને મળતાં કે એકબીજાથી છૂટા પડતાં તમારે સલામ એમ કહેવું.” **સલામ,** તમને શાન્તિ મળો! સઘળાં બુદ્ધિમાન પ્રાણીઓ જેને માટે તલસે છે, જેને માટે વ્યર્થ ફાંફાં મારે છે, જેને સુખનું એકજ સાચું સાધન ગણે છે તે શાન્તિ છે. “તમે બેઠકો ઉપર એકબીજાની સામસામાં બેસશો: સઘળો વૈરભાવ તમારા હૃદયમાંથી ખસી જશે.” સઘળો વૈરભાવ! તમે એકબીજાને છૂટથી ચહાશો; કારણ કે તમારામાંથી દરેકને તમારા બંધુઓની સમક્ષ સ્વર્ગનું પૂરતું સુખ મળશે.

ભોગવિલાસ ખોટા નથી, પણ તેની ગુલામી

“વિષયાભિમુખતા”ના આ વિષય ઉપર કહેવા જેવું ઘણું નીકળશે; પણ તે સર્વ વિષે વિવેચન કરવું આ સ્થળે બની શકશે નહિ. બે વાનાં જ હું આ સ્થળે કહીશ, અને પછી એ વિષયનો નિર્ણય કરવાનો હું તમને સોંપીશ. પ્રથમ મારે

જે કહેવાનું છે તે ગેથેના વચન પરથી મને સૂઝી આવ્યું છે. એણે જે કહ્યું છે તે પ્રસંગવશાત્, સૂચના તરીકે જ કહ્યું છે; પણ તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. એના એક ગ્રન્થમાં–Meister's Travels (મીસ્ટરની મુસાફરી)માં ગ્રન્થનો નાયક એક સ્થળે જઇ પહોંચે છે ત્યાં આગળ ઘણા વિચિત્ર રિવાજો હતા. તેમાંનો એક રિવાજ આ હતો: "અમારામાંના જેને જેને બીજી બાબતમાં વધારે છૂટ જોઈતી હોય તે દરેકને એક બાબતમાં પોતાની જાત ઉપર અંકુશ મૂકવાની અમે ફરજ પાડીએ છીએ." એક ચીજ તદ્દન એની મરજી વિરુદ્ધની અમે એની પાસે સ્વીકારાવીએ છીએ, એને ન ગમતું હોય એવું એક કામ અમે એની પાસે **બળાત્કારે કરાવીએ છીએ.** આ રિવાજ મને ઘણો વ્યાજબી લાગે છે. સુખ આપનારી વસ્તુઓ આપણે ભોગવીએ એમાં કંઈ ખોટું નથી; આપણી જાતને એ વસ્તુઓની ગુલામ જેવી બનાવી દઇએ એ જ ખોટું છે. "મારી ટેવો મારા કબજામાં છે. જો વ્યાજબી કારણ બતાવવામાં આવે તો હું એ ટેવો છોડી દેવાને તૈયાર થાઉં અને છોડી શકું પણ ખરો!" એવું ખરેખર નિશ્ચયપૂર્વક કહેવાને માણસ તૈયાર હોવો જોઇએ: આ ઉત્તમ કાયદો છે. મુસલમાનોનો રમજાનનો મહિનો, ઇસ્લામના ધર્મમાંની ઘણી વસ્તુઓ, હઝરત મહમ્મદના પોતાના જીવનમાંના ઘણા બનાવો આ દિશા તરફ જ વળેલા છે. આ દિશામાં એની જે પ્રવૃત્તિ થઈ તે જો ખાસ વિચાર કરીને અથવા આત્માની સુધારણાના સ્પષ્ટ

હેતુ સાથે ન થઈ હોય તો તંદુરસ્ત હૃદયની એ સહજ ઉપલબ્ધિ (instinct) હશે. એવી ઉપલબ્ધિ કંઈ ઓછી પ્રશંસનીય નથી.

સનાતન સત્ય

પણ એ વિષયમાં બીજી એક વાત કહેવાની છે, અને તે એ છે કે આ સ્વર્ગનરકની—જિન્નત અને જહાન્નમની કલ્પના ગમે તેવી સ્થૂળ અને વિષયપરાયણ હોય, પણ તે વડે અન્ય સ્થળે ઘણી વાર ભૂલી જવાતું એક સનાતન સત્ય સૂચવાય છે. તે સત્ય એ છે કે મનુષ્યનાં આ પૃથ્વી પરનાં કૃત્યો મનુષ્યના પોતાના આત્માને માટે **અનન્ત** ઉપયોગનાં છે. એ કૃત્યો કદી વિનાશ પામતાં નથી. એ કૃત્યોનો કદી અન્ત આવતો નથી. માણસ પોતાની નાની સરખી જીંદગી સાથે સ્વર્ગ સુધી ઉંચો અથવા જહાન્નમ જેટલો નીચો જઇ શકે છે. સાઠ વર્ષના ટૂંકા સમય દરમ્યાન આત્મા રૂપે સનાતનતાનું બળ કોઈ ભવ્ય અને ચમત્કારી રીતે એનામાં છુપાઈ રહ્યું હોય છે. આ સઘળું એ અરણ્યનિવાસી આરબના આત્માની અંદર જ્વાળા સરખા અક્ષરો વડે પ્રકાશી રહ્યું હતું. એ સત્ય એમની આગળથી કદી પણ ખસતું નહિ. ઉંડા અંતઃકરણથી એ અકથ્ય વસ્તુનું કથન કરવાને માટે એ પ્રયત્ન કરે છે, સ્વર્ગ અને નરકની—જિન્નત અને જહાન્નમની કલ્પના કરીને એ ગંભીર સત્યને એ પ્રગટ કરે છે. ગમે તે રૂપમાં એ પ્રકટ થયું હોય, સૌથી વધારે અગત્યનું સત્ય એ છે. એ સત્યનાં સઘળાં સ્વરૂપો પૂજનીય છે. અહિં આ પૃથ્વી

ઉપર માનવજીવનનો મુખ્ય ઉદ્દેશ શો છે? હઝરત મહમ્મદ પયગમ્બરે આ પ્રશ્નનો જે જવાબ આપ્યો છે તે જૂદા જૂદા વાદ ઊભા કરવામાં કુશળ એવા કેટલાક ફિલસુફોને પણ લજ્જા પમાડે એવો છે! બેન્થામ અથવા પેલીની પેઠે એ સાચું અને ખોટું એ બન્નેને લઈને તેના નફાટોટાનો હિસાબ કરવા મંડી પડતા નથી. એ પ્રત્યેકથી એકંદરે સુખ કેટલું મળશે તેની ગણના કરવા એ બેસી જતા નથી. સરવાળાબાદબાકી કરીને જવાબ શોધી કાઢીને "અહીં સાચું વધી જાય છે કે નહિ?" એવું એ તમને પૂછવા માંગતા નથી. નહિ! એક ચીજ કરવી તે બીજી ચીજ કરવાના કરતાં **વધારે સારૂં** છે એમ નથી! એ બે ચીજની વચ્ચે જીવન અને મરણના જેટલો, સ્વર્ગ અને નરક–જિન્નત અને જહાન્નમના જેટલો અન્તર છે. એક ચીજ કદી પણ આપણે કરવી ન જોઈએ; બીજી ચીજ કદી પણ આપણે કર્યા વગર ન રહેવું જોઈએ. એ બે ચીજનાં માપ તમે લઈ શકશો નહિ. એ ચીજો માપી લઈ શકાય એવી છે જ નહિ. એક ચીજથી માનવઆત્માનું હંમેશનું મરણ છે, બીજી ચીજથી આનવઆત્માની હંમેશની અમરતા છે. "બેન્થામનો ઉપયોગિતાવાદ, નફાટોટાની ગણત્રી વડે સદ્‌ગુણદુર્ગુણનો નિશ્ચય, આ ઈશ્વરરચિત દુનિયાની જડ વરાળયંત્ર તરીકે, માણસના અખંડ અને સ્વર્ગીય આત્માની સુકાં ઘાસ અને કાંટાવાળા છોડવાને જોખવાનાં, સુખ અને દુઃખને જોખવાનાં ત્રાજવાં તરીકેની ગણના;–માણસ અને આ વિશ્વમાં એના જીવનનો

ઉદ્દેશ એ વિષે વધારે હલકો અને ખોટો વિચાર તમને કોણ આપે છે, મહમ્મદ કે ઉપયોગિતાવાદના પ્રચારકો, એવું જો તમે મને પૂછો તો હું હિંમત ધરીને કહીશ કે મહમ્મદ તો નહિ જ."

ઉપસંહાર

હઝરત મહમ્મદ પયગમ્બરે પ્રવર્તાવેલા મહાન ધર્મની સત્યતા તરફ તમે નજર કરો! સૈકાઓ થયાં માનવજાતના મોટા કુટુમ્બનો પાંચમો ભાગ એ ધર્મમાં માને છે અને એ ધર્મની—કુરાનની—આજ્ઞાનુસાર પોતાના જીવનનો વ્યવહાર ચલાવે છે. એ ધર્મની ખરેખરી મહત્તા એ જ છે કે ખરા અંતઃકરણથી એ **મનાતો** હતો. આરબ લોકો અને બીજા મુસલમાનો એ ધર્મ માને છે, અને તેને અનુસરીને પોતાનો જીવનવ્યવહાર ચલાવવાનો તેઓ પ્રયત્ન કરે છે. એ ધર્મ ઉપર તેઓની અખંડ અને અચળ શ્રદ્ધા છે. તેઓ એ ધર્મને પૂરેપૂરે માને છે. એ ધર્મને સાથે રાખીને વખતની સામે થવાની પણ તેઓ હિંમત રાખે છે. એ ધર્મના પ્રતાપે કરીને સમયની સનાતનતાને પણ તેઓ લેખવતા નથી આજ રાત્રે કેરોના મહોલ્લાઓમાં ચોકી પહેરો કરનાર માણસ "કોણ છે?" એમ પૂછશે ત્યારે રસ્તેથી જનાર મુસાફર તેને જવાબ આપતાં કહેશે કે "ઈશ્વર—અલ્લ સિવાય બીજો કોઇ ઈશ્વર નથી." **અલ્લાહ અકબર ઇસ્લામ** એ અવાજો આ કરોડો આદમીઓના આત્માન ઉંડાણમાં અને તેઓની આખી દિનચર્યામાં વ્યાપી રહ્યા

હોય છે. ઉત્સાહી ધર્મોપદેશકો બીજાઓની આગળ એ ધર્મનો ઉપદેશ કરી રહ્યા હોય છે. એ ધર્મની અવિચળ શ્રદ્ધા, એ પયગમ્બર સાહેબનાં વચનોમાં સમાયલો ઉત્કૃષ્ટ ઉપદેશ હિંદુ–મુસલમાન વચ્ચે ઉદારતાના ઉંચા ભાવો, ભ્રાતૃભાવની ઉંડી લાગણી, સર્વની સમાનતા વિષે સાચી સમજ ઉત્પન્ન કરવામાં વિશેષ ને વિશેષ સફળ નીવડો અને સમસ્ત દેશનું કલ્યાણ સાધવામાં આપણે સવ સાધનભૂત થઇએ એટલી જ વાંછના.

વીરતાને પયગમ્બર સ્વરૂપે પ્રકટ થયેલી આપણે જોઈ. એ જ વીરતાને ધર્મગુરુ સ્વરૂપે પ્રકટ થતી આપણે આ પ્રકરણમાં જોઈશું. આગળ આપણે

**વીરતાનું એક તત્ત્વ**

જોઈ ગયા છીએ તે પ્રમાણે સઘળા વીર પુરુષોનું અંતસ્તત્ત્વ આખરે એક જ છે. જીવનના ગૂઢ અર્થને ઉકેલનારો, જીવનની દિવ્યતાને જોઈ શકનારો વીર પુરુષ આપણને જોઈએ છે. એ વીર પુરુષ જો હશે તો તે પોતાની ભવ્ય, વિજયવન્ત, અને શાશ્વત રીતિને અનુસાર જીવનના એ ગૂઢ અર્થ વિષે, જીવનની એ દિવ્યતા વિષે બોલી શકશે, ગાઈ શકશે, લડી શકશે, કોઈ પણ પ્રવૃત્તિ આદરી શકશે. એ પ્રવૃત્તિ કેવું બાહ્ય સ્વરૂપ ગ્રહણ કરે તેટલાનો જ માત્ર આધાર તેનાં સમય અને સંજોગો ઉપર રહેશે.

ધર્મગુરુ તે પણ મારી સમજ પ્રમાણે એક પયગમ્બર જ છે. જેને આપણે પ્રેરણાનું નામ આપીએ તેનો કોઈક પ્રકાશ એ ધર્મગુરુમાં પણ હોવો જોઈએ. લોકોના પૂજાવિધિ ઉપર અધ્યક્ષ સ્થાને એ વિરાજે છે; દૃષ્ટિથી પર એવા કોઈ પરમ પવિત્ર તત્ત્વની સાથે માનવ આત્માનું સંકલન કરનાર એ ધર્મગુરુ છે. આધ્યાત્મિક વિષયમાં પયગમ્બર એ અનેક સરદારો જેના હાથ તળે કામ કરતા હોય તેવા રાજા જેવો છે; એ જ આધ્યાત્મિક વિષયમાં ધર્મગુરુ એ જનતાના સરદાર જેવો છે. આ પૃથ્વીમાં અને તેની પ્રવૃત્તિઓમાં યોગ્ય દોરવણી આપીને જનતાને સ્વર્ગના અનન્ત ધામ પ્રત્યે એ લઈ જાય છે. આદર્શની દૃષ્ટિથી જોઈએ તો એ પણ દૃષ્ટિથી પર એવા ગહન તત્ત્વનો અવાજ આપણને સંભળાવે છે, પયગમ્બરની પેઠે એ પણ એ પરમ તત્ત્વનો અર્થ આપણને સમજાવે છે, પયગમ્બર કરતાં પણ વધારે ગાઢા પરિચય જનતાની સાથે સાધીને એ તત્ત્વનું રહસ્ય જનતા સમક્ષ એ રજુ કરે છે. દૃષ્ટિને અગોચર એવું પરમ તત્ત્વ–'આ વિશ્વનો પ્રકટ ભેદ'–જે જોવાની આંખ ઘણા થોડાની જ પાસે હોય છે તે એની પાસે છે. પયગમ્બરના વધારે ભવ્ય ઝળકાટથી વિહોણો એ પયગમ્બર જ છે. પયગમ્બરના કરતાં વધારે કૂમળા, વધારે આછા, વધારે એકધારા પ્રકાશથી એ પ્રકાશે છે, માનવીના દૈનિક જીવનને એ અજવાળે છે. ધર્મગુરુનો આદર્શ આવો છે. ભૂતકાળમાં એ જ આદર્શ હતો, વર્તમાન કાળમાં એ જ આદર્શ છે, સઘળા કાળમાં એ જ આદર્શ રહેશે. અલબત્ત

એ તો જાણીતું છે કે આદર્શો જ્યારે વ્યવહારમાં ઊતરવા માંડે છે ત્યારે ઘણી છૂટ મૂકવી પડે છે, ઘણી ઉદારતા રાખવી પડે છે, ઘણી સહિષ્ણુતા ધરવી પડે છે–ઘણી. પણ જે ધર્મગુરુમાં આ આદર્શનું તત્ત્વ બીલકુલ જ ન હોય, જે ધર્મગુરુ એ તત્ત્વની સિદ્ધિને અર્થે પ્રયત્ન જ ન કરતો હોય તે તો એવી વ્યક્તિ છે કે જેને વિષે આ સ્થળે કંઈ પણ ન બોલવાનું જ અમે યોગ્ય ધારીએ છીએ.

ઉત્કૃષ્ટ સુધારક

લ્યૂથરનો ઉદ્યોગ ધર્મગુરુનો હતો, અને એ સામાન્ય અર્થમાં એ અંગેનાં કર્તવ્ય એ યોગ્ય રીતે બજાવતો. પણ અત્યારે જગતના ઈતિહાસમાં એનું શું સ્થાન છે એ દૃષ્ટિથી જોવું આપણને વધારે ઠીક પડશે, તેથી ધર્મોપદેશક કરતાં સુધારક તરીકે એના પ્રત્યે નિહાળવું આપણે વધારે પસંદ કરીશું. બીજા ધર્મોપદેશકોએ વધારે શાન્તિના સમયમાં પૂજાવિધિના માર્ગદર્શક તરીકેનું કર્તવ્ય સંપૂર્ણ સેવાભાવથી એની પેઠે જ બજાવ્યું હશે. એ પ્રકારની સેવામાં યોગ્ય વીરતા દાખવીને લોકોના દૈનિક જીવનમાં સ્વર્ગનો દેવતાઈ પ્રકાશ તેમણે રેલાવ્યો હશે. જે માર્ગે જનતાને જવાનુ હતું તે માર્ગ ઉપર પ્રભુનો પ્રકાશ પાડીને જનતાને તેમણે દોરવી હશે. પણ જનતાને જવાનો એ માર્ગ જ્યારે વિષમ હોય, એ માર્ગ જ્યારે શાન્તિનો નહિ પણ સંગ્રામનો હોય, એ માર્ગમાં નાના પ્રકારની મુંઝવણો અને મુશ્કેલીઓ હોય, એ માગમાં ઠેકાણે ઠેકાણે ભયસ્થાનો હોય ત્યારે એવા માર્ગ પર

આધ્યાત્મિક સરદારી કરીને જનતાને જેણે દોરવ્યા હોય તેવા ધર્મગુરુની સેવા બીજા કોઇ પણ ધર્મગુરુના કરતાં આપણને વિશેષ ધ્યાન ખેંચનારી લાગે એ સ્વાભાવિક છે, ખાસ કરીને એટલા માટે કે એની ડહાપણભરેલી દોરવણીનાં મિષ્ટ ફળો આધુનિક જગતનાં આપણે અત્યારે ભોગવી રહ્યાં છીએ. એ ધર્મગુરુએ રણસંગ્રામમાં લડતાઝઘડતા વીર યોદ્ધાનું પરાક્રમ દાખવ્યું છે. શાન્તિના સમયમાં નહિ, પણ તુમુલ સંગ્રામના સમયમાં, ચોમેર સઘળું અસ્તવ્યસ્ત જ્યારે થઇ રહ્યું હતું તેવા વિષમ પ્રસંગમાં જનતાને વિજયને માર્ગે એણે દોરવી હતી. એની સેવા વધારે ઉંચી તમે કહો કે ન કહો, ખરેખર તે વધારે જોખમભરેલી હતી, વધારે સંસ્મરણીય હતી. લ્યૂથરને આપણે ઉત્કૃષ્ટ ધર્મોપદેશક અત્યારે ગણીએ છીએ, કારણ કે તે ઉત્કૃષ્ટ સુધારક હતો. રે! આપણે પૂછી શકીએ કે દરેક સાચો સુધારક સ્વભાવથીજ, સૌથી પહેલો, ધર્મોપદેશક નથી હોતો શું? પૃથ્વીની દૃષ્ટિગોચર સત્તાની વિરુદ્ધ પ્રભુના અણદીઠ ન્યાયનો એ પુકાર કરે છે, એ અણદીઠ સત્તા સબળી છે અને એ જ એકલી સબળી છે એમ એ જાણે છે. વસ્તુમાં જે ગૂઢ સત્ય રહેલું હોય છે તેને જ એ માને છે. વસ્તુના બાહ્ય સ્વરૂપને ભેદીને તેનું અંતસ્તત્ત્વ એ પિછાને છે. એ દ્રષ્ટા છે, એ ઋષિ છે, કોઈ ને કોઇ રીતે પણ, વસ્તુઓમાં જે દિવ્ય તત્ત્વ રહેલું છે તેનો એ પૂજારી છે—એ ધર્મગુરુ છે. પ્રથમ ધર્મગુરુ જો એ ન હોય તો

કે પાછળ ધકેલી દેવી એ કામ સહેલું હોતું નથી, છતાં તે કરવું પડે છે. જગતના મહાબુદ્ધિમાન્માંના એક એવા ડૅન્ટીની સૂક્ષ્મ બુદ્ધિને પણ જે વિચારો એક વખત ગ્રાહ્ય એટલું જ નહીં પણ સંપૂર્ણ રીતે સન્તોષકારક જણાતા તે ત્યાર પછીના યુગમાં સામાન્ય બુદ્ધિને પણ શંકાસ્પદ જણાતા થયા અને કેટલાક તેને નકારવા પણ લાગ્યા, અને ત્યાર પછીના કાળમાં તો આપણામાંના દરેકને તે સર્વાંશે અશ્રદ્ધેય લાગવા માંડ્યા અને જૂનવાણીમાં તેની ગણના થવા માંડી! માનવજીવન અને પ્રભુનો એ જીવન સાથેનો સમ્બન્ધ એ વિષે શિક્ષાભૂમિ અને પશ્ચાત્તાપભૂમિ વગેરેની કલ્પનાઓ વડે ડૅન્ટીને પૂરેપૂરો ખુલાસો મળી રહેતો. લ્યૂથરને એ જ કલ્પનાઓથી એવો કંઈ સન્તોષકારક ખુલાસો નહોતો મળી શકતો. એનું કારણ શું? ડૅન્ટીની કૅથોલિક સંપ્રદાયની માન્યતાઓ ચાલુ કેમ ન રહી? એની પાછળ લ્યૂથરની પ્રૉટેસ્ટંટ સંપ્રદાયની માન્યતાઓને આવવું જ પડે તેનું કંઈ કારણ? અફસોસ! આ દુનિયામાં કશું પણ હમેશાં ચાલુ રહેતું જ નથી.

નવરચના

આ દુનિયામાં રહેનાર દરેક માણસ નવું નવું શીખે છે એટલુંજ નહીં પણ તે નવું નવું કરે છે. પ્રભુએ એને જે બુદ્ધિ આપી હોય છે તે વડે જે ચાલતું આવ્યું હોય તેનું એ ગ્રહણ કરે છે, તેની જ સાથે એ જ બુદ્ધિ વડે એ નવું શોધે છે, અને પોતાની તરફથી કંઈક નવું એ સર્જે છે. એ સર્જનશક્તિથી તદ્દન વિહોણો એવો

કોઈ માણસ દુનિયામાં નથી. કોઇ પણ માણસ આ દુનિયામાં એવો નથી કે જે પોતાના પૂર્વજો જે માનતા તેજ પૂરેપૂરૂં માનતો હોય કે માની શકે એમ હોય. પોતાની તાજી શોધક બુદ્ધિ વડે આ વિશ્વના દર્શનને એ થોડેઘણે અંશે પણ વધારે વિશાળ બનાવે છે અને પરિણામે વિશ્વ વિષેના એના વિચારોમાં પરિવર્તન થાય છે. વિશ્વ ખરેખરૂં અનન્ત છે, તેનું સમગ્ર અને અન્તિમ સર્વાંગી દર્શન તો દૃષ્ટિ ગમે તેટલી વિશાળ થયા છતાં પણ સંભવતું જ નથી પણ પૂર્વના કરતાં કંઇક વિશાળ દર્શન એ પશ્ચાત્કાલીન પુરુષથી થઈ શકે છે એજ મારા કહેવાનો ભાવાર્થ છે. પરિણામે એના પૂર્વજને જે શ્રદ્ધાયોગ્ય જણાતું તેવું કંઇક એને અશ્રદ્ધેય લાગે છે, એને અસત્ય ભાસે છે, અને પોતે જાતે જે કંઈ નવું શોધ્યું અથવા જોયું હોય તે સાથે અસંગત જણાય છે. દરેક માનવજીવનનો આ ઇતિહાસ છે, અને સમગ્ર માનવજાતના ઇતિહાસમાં તો આવાં આવાં તત્ત્વો ભેગાં મળીને તેનો સરવાળો થતાં એક મોટી રકમ થાય છે તેને આપણે પરિવર્તન, ક્રાન્તિ, નવયુગની નવરચના એવાં એવાં નામથી ઓળખીએ છીએ. ડૅન્ટીએ પશ્ચાત્તાપનો પ્રદેશ પૃથ્વીના દ્વિતીય ગોલાર્ધમા આવ્યો હોવાનું જણાવ્યું હતું, પણ કોલંબસ એ ગોલાર્ધમાં જઈ આવ્યો, એટલે એ પશ્ચાત્તાપનો પ્રદેશ ત્યાં **નથી** એમ સિદ્ધ થયું. એ દ્વિતીય ગોલાર્ધમાં એ પ્રદેશ માણસોને જણાયો નહીં. એ ત્યાં નથી. એ ત્યાં છે એવું માનવાનું છોડી દેવું એ જ એકલું રહ્યું. જગતની સઘળી માન્યતાઓનું

અને એ માન્યતાઓને આધારે ઘડાયલા આચારવિચારનું અન્તિમ પરિણામ આવું જ આવે છે.

આ વસ્તુસ્થિતિમાં એક વાત ઉમેરવાની રહે છે, અને તે એ કે જ્યારે શ્રદ્ધા શિથિલ થાય છે ત્યારે આચાર પાંગળો બને છે, અને દોષ, અન્યાય, દુઃખ એવું એવું સર્વત્ર વધારે ને વધારે વ્યાપક બનતું જાય છે. આ એક વાત ઉમેરાઈ એટલે પરિવર્તનને માટે પૂરતી સામગ્રી તૈયાર થઈ ગઈ એવું આપણે કહી શકીએ. હમેશાં સંગીન અને સાચા દિલનું કામ માણસ ત્યારે જ કરી શકે કે જ્યારે અવિચળ શ્રદ્ધા અને આત્મવિશ્વાસ તેનામાં હોય. જો ડગલે ને પગલે દુનિયાનો અભિપ્રાય એને મેળવવો પડતો હોય, જો દુનિયાના અભિપ્રાય વિના એનાથી ચલાવી લેવાતું ન હોય, જો પોતાના જ અભિપ્રાય ઉપર એ આધાર રાખી શકતો ન હોય તો એવી ગુલામી સ્થિતિમાં રહેનારો માણસ જે કંઈ કરશે તે ખોટું જ થશે એ નક્કી છે. એવો દરેક માણસ જે અધઃપતન અનિવાર્ય બનતું જાય છે તેમાં પોતાના તરફનો ફાળો રોજ ને રોજ આપતો જ રહે છે. અપ્રામાણિકતાથી, વસ્તુના બહારના દેખાવ તરફજ દૃષ્ટિ રાખીને એ જે કંઈ કામ કરે છે તે નવો અપરાધ બની જાય છે અને કોઈ ને કોઈ વ્યક્તિને માટે એ નવો અપરાધ નવું દુઃખ જન્માવનારો થઈ પડે છે. અપરાધો આ પ્રમાણે એકઠા થાય છે તે એટલે સુધી કે છેવટે તે

પરિવર્તનસામગ્રી

અસહ્ય થઇ પડે છે, અને પછી તેને ભયંકર ધડાકા સાથે ઉડાવી મૂકવા સિવાય બીજો કોઇ માર્ગ જ નથી રહેતો. કૅથોલિક સંપ્રદાયને અનુસરતી ડૅન્ટીની ભવ્ય ભાવનાઓ સિદ્ધાન્ત રૂપે અશ્રદ્ધેય થતાં અને શ્રદ્ધાવિહોણા, શંકાગ્રસ્ત, અને અપ્રામાણિક વ્યવહારથી કલુષિત થતાં લ્યૂથર જેવાને હાથે છિન્નવિચ્છિન્ન થવી જ પ્રાપ્ત થાય છે. અપરાધના એકઠા થયેલા જથાને જાણે જ્વાળામુખી પર્વત ફાટતાં થાય તેમ અક્ષરશઃ ધડાકાની સાથે ઊડાવી મૂકવાનો જ રહે છે. તે ઉડાવી મૂકાય છે, અને પરિણામે લાંબા કષ્ટભર્યા કેટલાક યુગ વીત્યા પછી જ પાછી શાન્તિ અને સુવ્યવસ્થા સ્થપાય છે.

સત્યનું અવિનાશિત્વ

વસ્તુસ્થિતિનું આ પ્રકારનું દર્શન કરવું અને માનવીના સઘળા વિચારો અને વ્યવસ્થાન્ ઓમાંથી એકજ તત્ત્વ ખેંચી કાઢવું કે એ સઘળું અનિશ્ચિત, અશાશ્વત, અને વિનાશી છે એ ખરેખર દિલગીરી ઉપજાવે એવું લાગે. પણ તત્ત્વતઃ વિચાર કરતાં દિલગીરીનું કંઈ કારણ નથી. અહીં પણ આપણને જણાશે કે મૃત્યુ માત્ર શરીરનું છે, અંદરના તત્ત્વનું કે આત્માનું મૃત્યુ નથી. મહાપરિવર્તનથી કે અન્ય ગમે તે રીતે જે કંઈ વિનાશ થાય છે તે વધારે ઉદાર પાયા ઉપર નવસર્જન થવાને માટે. ઇસુ ખ્રિસ્તના પહેલાં શૌર્યનો ગુણ પ્રશંસા પામતો. ઇસુ ખ્રિસ્તની પછી નમ્રતા એ ગુણ વિશેષ પ્રશંસા પામતો થયો, પણ ખરૂં જોતાં નમ્રતા એ વધારે ઉમદા પ્રકારનું

શૌર્ય જ છે. માનવીના હૃદયમાં સત્ય તરીકે પ્રામાણિકપણે ગ્રહણ કરાયલો કોઈ પણ વિચાર પ્રભુના સત્યમાં માનવીએ કરેલું પ્રામાણિક દર્શન જ હોઈ શકે, અને એવા વિચારમાં જે તાત્ત્વિક સત્ય રહેલું છે તે એવું છે કે તે સઘળાં પરિવર્તનો છતાં પણ સ્થિર ટકી રહે છે, અને આપણા સર્વની માલીકીના શાશ્વત ધન તરીકે હંમેશને માટે આપણી સાથે રહે છે.

વિપરીત દર્શન

આથી ઉલટું જે સિદ્ધાન્તને પરિણામે એવું સમજાવવું પડે છે કે આપણા દેશના અને વર્તમાન કાળના માણસો સિવાય બીજા બધા દેશના અને બધા કાળના તમામ માણસોએ પોતાની આખી જિંદગી અંધકારમાં ગાળી, એક આંધળાની પાછળ બીજો આંધળો જાય એમ તેઓએ એકબીજાની પાછળ ચાલ્યાં કર્યું, અજ્ઞાનના ઉંડા ગર્તમાં તેઓ ગબડ્યા, અને એ બધું એટલા માટે કે આપણને સાચું, સંપૂર્ણ અને અન્તિમ જ્ઞાન પ્રાપ્ત થાય, એ સિદ્ધાન્ત કેવો ગ્લાનિ ઉપજાવનારો છે! જમાનાના જમાનાઓ આવ્યા અને ગયા, એ બધા આડે માર્ગે દોરવાયા હતા, એ બધા અજ્ઞાનમાં સબડતા હતા, અને તે માત્ર એટલા માટે કે વર્તમાન કાળનો—આપણા જમાનાનો—એક નાનકડો માનવસમુદાય અજ્ઞાનમાંથી ઉદ્ધાર પામેલો અને સન્માર્ગે પ્રવૃત્ત થયેલો કહેવાય. સૃષ્ટિનો આરંભ થયો ત્યારથી તે આજ સુધી જમાના પર જમાનાઓ જે ગયા તેનાં સઘળાં માણસો

આગળ ધપ્યાં, આગળ ધપ્યાં, તે એટલા માટે કે તેઓ અન્તે ખાડીઓમાં પડે અને મરણ પામે, અને ખાડીઓ ઉપર ખડકાયલાં મૃત શરીર ઉપર થઇને આપણે આગળ વધીએ અને સત્યની પ્રાપ્તિ કરનારા તરીકે આપણે આપણો વિજયધ્વજ ફરકાવીએ! એ સિદ્ધાન્ત તો ખરેખર આપણે ન સ્વીકારી શકીએ એવો જ છે.

છતાં એવો અવિશ્વસનીય સિદ્ધાન્ત ઉગ્ર આવેશથી રજુ કરવામાં આવતો આપણે એક જ સેનાના સૈનિકો જોયો છે; અને કોઈ ને કોઈ માનવબાળ, પોતાના સંપ્રદાયનાં બીજાં કેટલાંક માનવબાળને સાથે લઇને, સઘળાં માણસોનાં મૃત શરીર ઉપર થઇને જાણે નિશ્ચિત વિજયના ધામ તરફ પ્રયાણ કરતા જણાયા છે; પરન્તુ એ પણ પોતાના સિદ્ધાન્તો અને અન્તિમ "સનાતન" સત્યોને સાથે લઇને ખાડીમાં પડતા અને મૃત શરીરની સ્થિતિને પ્રાપ્ત કરતા જ્યારે જણાય છે ત્યારે શું કહેવું ? માણસની પ્રકૃતિમાં એક અગત્યની વાત એ છે કે પોતાને જે કંઈ દર્શન થાય તેને અન્તિમ તરીકે ગણવા તરફ એનું કુદરતી વલણ હોય છે, અને એ વલણને અનુસરીને જ એ સઘળાં કાર્યમાં પ્રવૃત્ત થાય છે. મને લાગે છે કે કોઈ ને કોઈ રીતે માનવી એ પ્રમાણે જ હંમેશાં કરવાનો; પણ આ જણાવેલી રીત કરતાં કોઈ બીજી વધારે ઉદાર રીતે, વધારે ડાહી રીતે

એ પ્રમાણે એ કરે તો વધારે સારૂં. અત્યારે જેઓ જીવે છે, કોઈ પણ કાળે જેઓ જીવતા હતા તેવા સઘળા સાચા માણસો શું એક જ સેનાના સૈનિકો નથી? પ્રભુની સરદારી હેઠળ એક જ સૈન્યમાં શું તેઓ જોડાયા નથી? એક જ શત્રુની સામે શું તે સર્વને લડવાનું નથી? અંધકાર, અજ્ઞાન અને પાપ ઉપર જેનું સામ્રાજ્ય ટકી રહ્યું છે તે એક જ શું આ સઘળી સેનાનો સબળ શત્રુ નથી? સૈનિકોની જૂદી જૂદી ટુકડીઓના લેબાશમાં જરા ફેરફાર હોય, તેથી શું આપણે પરસ્પરને એક જ સેનાના સૈનિકો તરીકે પીછાનતા બંધ પડી જઈશું? શત્રુની સામે યુદ્ધ કરવાને બદલે શું આપણે પરસ્પર યુદ્ધ કરવા મંડી પડીશું? સૈનિકોના લેબાશ બધાએ સારા છે. એ લેબાશમાં ઢંકાયલા માણસો સાચા અને બહાદુર હોવા જોઈએ એજ જરૂરનું છે. સઘળા પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો આપણને ગ્રાહ્ય છે. લ્યૂથરની રણગર્જના, ડૅન્ટીએ ગાયેલાં કૂચનાં ગીતો, સઘળી સાચી વસ્તુઓ આપણા સાથમાં છે, આપણી વિરુદ્ધમાં નથી. આપણે સઘળા એક જ સરદારની સરદારી હેઠળ રહીને લડીએ છીએ. આપણે સઘળા એક જ સેનાના સૈનિકો છીએ.

હવે લ્યૂથર કેવી રીતે લડ્યો તે તરફ આપણે જરા દૃષ્ટિ કરીએ. કેવી રીતની એ લડાઈ હતી, અને એ લડાઈમાં એણે પોતે શું કર્યું તે આપણે જોઈએ. આધ્યાત્મિક વિષયમાં લ્યૂથર એ પણ આપણો વીર નર હતો; એના

દેશનો અને સમયનો એ પયગમ્બર હતો.

મૂર્તિપૂજા

એ આખા વૃત્તાન્તના ઉપોદ્ઘાત તરીકે અહીં મૂર્તિપૂજા વિષે બે બોલ બોલવા કદાચ ઠીક થઈ પડશે. હઝરત મહમ્મદ પયગમ્બરનું ખાસ લક્ષણ, જે સઘળા પયગમ્બરોમાં જોવામાં આવે છે, તે એ હતું કે મૂર્તિપૂજાનો એ તીવ્ર અને અનહદ વિરોધ કરતા હતા, પયગમ્બરોનો આ ખાસ વિષય જ છેઃ મૂર્તિપૂજા, ચેતન-વિહોણી મૂર્તિઓની દેવ તરીકે પૂજા, એ વસ્તુ એવી છે કે તેને એઓ વેગળી મૂકી શકતા નથી, પણ એનો પ્રચંડ વિરોધ કરવાની, જેનું પ્રાયશ્ચિત્ત જ નહીં એવા ઘોર પાપ તરીકે એને નિન્દવાની એઓને જરૂર જ પડે છે. પૃથ્વી ઉપર થતાં સઘળાં પાપમાં મુખ્ય પાપ આ છે એવું એઓને લાગે છે. આ વાત ધ્યાનમાં લેવા જેવી છે. આ સ્થળે ધાર્મિક દૃષ્ટિબિન્દુથી મૂર્તિપૂજાની ચર્ચામાં આપણે ઊતરીશું નહિ. મૂર્તિ એ એક દૃશ્ય વસ્તુ છે, એક પ્રતીક છે. એ દેવ નથી, પણ દેવનું પ્રતીક છે, અને અજ્ઞાનમાં અજ્ઞાન માનવી પણ પ્રતીક કરતાં કંઈ વિશેષ એને કદી પણ ગણે છે કે નહિ એ વિષે શંકાનો અવકાશ જ રહે છે. હું ધારૂં છું કે જે મૂર્તિને પોતાના હાથમાં એ ઝાલે છે તેને વિષે 'એ દેવ છે' એવી કલ્પના એવો અજ્ઞાન માણસ પણ કદી નહિ કરતો હોય. એ દેવ છે એમ નહિ, પણ દેવનું સૂચન એના વડે થાય છે, દેવ એમાં કોઈ ને કોઈ રીતે પ્રતિષ્ઠિત છે એટલું જ એ માનતો

હશે. અને હવે આ અર્થમાં આપણે પૂછી શકીએ કે કોઈ પણ પ્રકારની પૂજા તે પ્રતીકદ્વારા, બહારના ચિહ્નદ્વારા, કોઈ દૃશ્ય વસ્તુદ્વારા જ થઈ શકે છે એવું નથી શું? અમુક તત્ત્વ દૃશ્ય વસ્તુ તરીકે, મૂર્તિ અથવા ચિત્રને રૂપે આપણાં ચર્મચક્ષુ આગળ ખડું થતું હોય કે આપણાં આન્તર ચક્ષુને, આપણી કલ્પનાને, આપણી બુદ્ધિને જ માત્ર દૃશ્યમાન થતું હોય એ બાબતનો ભેદ મને તદ્દન ઉપલકિયા લાગે છે; એમાં કંઈ તાત્ત્વિક ભેદ મને જણાતો નથી. બન્નેમાં કોઈ દૃશ્ય વસ્તુ, કોઈ દેવતાનું સૂચક તત્ત્વ, કોઈ મૂર્તિ તો છે જ. સખતમાં સખત ધર્મસુધારક અને મૂર્તિપૂજા-વિરોધી પણ જ્યારે તે પૂજા કરે છે ત્યારે પોતાના માનસ આગળ અમુક ચિત્ર તો ખડું કરે જ છે, અને તે વડે જ એ પૂજા કરે છે, તે વડે જ એની પૂજા શક્ય બને છે. સઘળી માન્યતાઓ, સઘળા પૂજાવિધિઓ, સઘળા ધાર્મિક આચારો, પ્રભુ પ્રત્યેની લાગણીને યોગ્ય સ્વરૂપ આપનારાં સઘળાં તત્ત્વો આ અર્થમાં મૂર્તિઓ છે, દૃશ્ય વસ્તુઓ છે. કોઈ પણ પ્રકારની પૂજા પ્રતીક વડે, મૂર્તિ વડે જ કરવી સંભવે છે. આ પ્રમાણે, મૂર્તિપૂજા સર્વવ્યાપક હોવાથી મૂર્તિપૂજાનો સદ્ભાવ અને અસદ્ભાવ એમ રહેતું જ નથી. મૂર્તિપૂજા ઓછી અને મૂર્તિપૂજા વત્તી એમ તુલનાત્મક વિચારો જ આપણે એના સમ્બન્ધમાં કરી શકીએ. મૂર્તિ-પૂજાનું તત્ત્વ જેમાં વધારે તે મૂર્તિપૂજા નઠારી એટલું જ આપણાથી કહી શકાય.

ત્યારે મૂર્તિપૂજામાં અનર્થ ક્યાં રહ્યો છે? એમાં કંઈ ચોક્કસ અનર્થ તો હોવો જ જોઈએ, નહિ તો સાચા જિગરનાં પયગમ્બરી માણસો એનો આવો તીવ્ર વિરોધ

પૂજાભાવના

કરે નહિ. પયગમ્બરોને મૂર્તિપૂજા પ્રત્યે આટલો તિરસ્કાર હોય છે તેનું કારણ શું? મને લાગે છે કે એ લાકડાંના પ્રતીકોની પૂજામાં પયગમ્બર સાહેબને ઉશ્કેરનારૂં અને એના અંતરાત્માને ક્રોધ તથા જુગુપ્સાની લાગણીથી ભરી દેનારૂં જે તત્ત્વ હતું તે એમને પોતાને જે સ્ફુટ વિચાર રૂપે સૂઝેલું અથવા એમના હૃદયમાંથી જે ઉદ્ગાર રૂપે નીકળેલું તે નહિ, પણ તેથી સહેજ જૂદું હતું. તદ્દન અસંસ્કારી મનુષ્ય, જે આકાશના કોઈ તારાની પૂજા કરે છે અથવા કાબાના પત્થરની પૂજા કરે છે, તે કશાની જ પૂજા ન કરે એવા ઘોડા કરતાં તો વધારે ચઢિયાતો છે. રે! પૂજાના એના એ રંક કૃત્યમાં એક પ્રકારનો શાશ્વત ગુણ પણ રહેલો છે. કવિઓમાં જે હજી પણ ગુણ તરીકેજ લેખાય છે તેના જેવો જ એ ગુણ છે. આકાશના તારાઓમાં અને કુદરતના સઘળા પદાર્થોમાં રહેલું અનન્ત અને દિવ્ય સૌન્દર્ય નિરખવું અને તેનો ગૂઢાર્થ સમજવો એ ગુણ બન્નેમાં સરખો જ છે. પયગમ્બર સાહેબે અત્યન્ત નિર્ઘૃણતાથી એના પ્રત્યે ધિક્કાર શા માટે બતાવવો જોઈએ? રંકમાં રંક મનુષ્ય પોતે મૂર્તિની પૂજા કરતો હોય તે વખતે જો તેનું હૃદય ખરેખરા ભક્તિભાવથી ઊભરાતું હોય તો તે દયાને પાત્ર હશે, ઘૃણાને પાત્ર હશે, તમે ચાહો તો તેનાથી દૂર

રહો, પણ ખચીત તેનો તિરસ્કાર તો તમે ન જ કરી શકો. તેનું હૃદય ખરેખરા ભક્તિભાવથી જો ભરેલું રહેતું હોય તો એ ભક્તિભાવ વડે એની તિમિરાચ્છાદિત સાંકડી બુદ્ધિનો નિખિલ પ્રદેશ જાજ્વલ્યમાન થઈ રહેશે. એક શબ્દમાં કહીએ તો એની મૂર્તિમાં સંપૂર્ણપણે એ જો **માનતો** હશે તો એ વસ્તુસ્થિતિ એને માટે પૂરેપૂરી સારી નહીં હોય તોપણ એના સંજોગોમાં તત્કાળને માટે જેટલી સારી હોઈ શકે તેટલી સારી તો છે જ, અને તમે એને નિરાંતે એકલો રહેવા દો અને નિર્વિઘ્ને એની પૂજા કરવા દો એ જ યોગ્ય છે.

સચ્ચાઈ વગરની પૂજા

પણ મૂર્તિપૂજામાં જે અનર્થનું તત્ત્વ સમાયલું છે તે અહીં આગળ જ આવીને ઊભું રહે છે, અને તે એ છે કે એ પયગમ્બરોના જમાનામાં કોઈ પણ માણસનું હૃદય પૂજાની મૂર્તિ અથવા પ્રતીક તરફ ખરેખરા ભક્તિભાવથી ઢળેલું હોતું જ નથી. લાકડાના કકડાને તેના ખરા સ્વરૂપમાં જોઈને 'આ તો લાકડાનો કકડો છે' એમ કહેનારા પયગમ્બર આવે ત્યાર પહેલાંથી જ ઘણા માણસોના મનમાં એ પૂજાના વિષય પ્રત્યે કંઈક અશ્રદ્ધાની લાગણી ઉત્પન્ન થઈ ચૂકી હોય છે, અને તેઓને એમ ઝાંખું ઝાંખું પણ લાગવા માંડ્યું હોય છે કે પોતે જેની પૂજા કરે છે તેમાં લાકડાના કકડા કરતાં કંઈ વિશેષ નથી. ખરેખરી તિરસ્કાર કરવા લાયક મૂર્તિપૂજા તે આવી સાચા ભક્તિભાવ વગરની મૂર્તિપૂજા છે. અશ્રદ્ધાએ એ પૂજામાંથી

એનું અંતસ્તત્ત્વ ફોલી ખાધું છે. જે વસ્તુને માણસ અડધીપડધી અસત્ય તરીકે જ ગણે છે તેને જ્યારે તે વાતપ્રકોપની અસર હેઠળ વળગી રહેતો હોય તેમ વળગી રહે છે ત્યારે એ સ્થિતિ ખરેખર ખેદજનક બની રહે છે. માનવીના આત્માઓ હવે પોતાની પૂજાની પ્રતિમા તરફ સાચા ભક્તિભાવથી ભરેલા રહ્યા નથી, પણ ભરેલા હોવાનો દંભ માત્ર કરે છે, અને એવા દંભથી, પોતે જે માનતા નથી તે માને છે એવો વિચાર સેવીને પોતાની જાતને પણ છેતરવા મથે છે. કોલરિજે કહ્યું હતું તે પ્રમાણે 'તમે માનતા નથી, તમે માનો છો એટલુ જ માત્ર તમે માનો છો.' સઘળી જાતની પૂજા અને સઘળા પ્રકારની પ્રતીકો-પાસનાનું અંતિમ દૃશ્ય આ છે. મૃત્યુ હવે નજીક આવ્યું છે તેની જ એ ચોક્કસ નિશાની છે. હાલના જમાનામાં જેને આપણે ઠાલા વિધિવાદ કહીએ છીએ તેના જેવી આ સ્થિતિ છે. માનવ પ્રાણીથી આનાથી વધારે કોઈ અનીતિ-ભર્યું કાર્ય થઈ શકે નહિ; કારણ કે સઘળી અનીતિનો અહીંથી જ આરંભ થાય છે. વધારે યોગ્ય શબ્દોમાં કહીએ તો કોઇ પણ પ્રકારની નીતિ એને કારણે ભવિષ્યને માટે અશક્ય થઈ પડે છે. માનવ આત્માનું નીતિબળ આપનારૂં અંતસ્તત્ત્વ એના વડે પક્ષાઘાતની દશાને પામે છે, એ અંતસ્તત્ત્વ એના વડે ભયંકર નિદ્રાની કે જડતાની સ્થિતિમાં આવી જાય છે. એ સ્થિતિમાં આવ્યા પછી માણસો કદી સચ્ચાઈવાળાં રહી શકતાં નથી. જે સચ્ચાઈનો ઉપાસક હોય તે જડતાના કારણરૂપ આવી મૂર્તિપૂજાને નિન્દે, તેને

દોષરૂપ ગણે, શમાવી ન શકાય એવા ઉગ્ર કોપથી તેનો વિરોધ કરે તેમાં નવાઈ પામવા જેવું નથી. એવો માણસ અને એ, સઘળાં શુભ તત્ત્વો અને એ, બન્નેની વચ્ચે ખુનખાર લડાઇ સિવાય બીજું કંઇ હોઇ જ ન શકે. નિન્દવા લાયક મૂર્તિપૂજા તે એવી દંભ માત્રની છે. સાચદિલા દંભની મૂર્તિપૂજા પણ એટલી જ નિન્દ્ય છે. સાચદિલો દંભ! એ વિચારવા જેવું છે. જેમાં માણસ શ્રદ્ધાવિહીન હોવા છતાં પોતાની જાતને છેતરવા મથે છે કે પોતે શ્રદ્ધાપૂર્ણ છે! દરેક જાતની પૂજા આ સ્થિતિને પહોંચે એટલે તેનો અંત જ નિર્માણ થયેલો સમજવો.

લ્યુથરનું મૂર્તિખંડન

લ્યૂથર પણ મૂર્તિનું ખંડન કરનારો હતો, બીજા કોઈ પયગમ્બર કરતાં એનો મૂર્તિ પ્રત્યેનો વિરોધ ઓછો નહોતો. અરબસ્તાનના કોરિશ લોકોના લાકડાના અને મીણના બનેલા દેવતાઓ હઝરત મહમ્મદને અપ્રિય હતા તેના કરતાં રોમના ટેટ્ઝલ નામના પાદરીએ વેચવા માંડેલાં 'ક્ષમાપત્રો' લ્યૂથરને ઓછાં અપ્રિય નહોતાં. દરેક વીરઃપુરુષ, પછી તે ગમે તે કાળમાં, ગમે તે દેશમાં, અને ગમે તે સંજોગોમાં મૂકાયો હોય તેનું ખાસ લક્ષણ એ છે કે અસત્યને છોડીને સત્ય તરફ એ પાછો વળે છે; વસ્તુના દેખાવ માત્રનું નહિ, પણ વસ્તુનું જ એ અવલમ્બન કરે છે. વસ્તુની ભવ્ય સચ્ચાઇને એ જેટલા પ્રમાણમાં આદે છે, એ સચ્ચાઇને જેટલા પ્રમાણમાં વાણી વડે કે વાણી વગરના ઉંડા મનન માત્રથી એ પૂજે છે

તેટલા પ્રમાણમાં વસ્તુના ખાલી દેખાવો, ગમે તેટલા તે નિયમબદ્ધ હોય, ગમે તેટલા તે ઠાઠવાળા હોય, અરબસ્તાનના કોરિશ લોકો તરફથી કે રોમન કેથોલિક સંપ્રદાયની ધર્મસભાઓ તરફથી તેનું ગમે તેટલું સમર્થન થતું હોય, તો પણ તે એના મનથી અસહ્ય અને ધિક્કારવા લાયક છે. પ્રૉટેસ્ટંટ ધર્મનો ઉદય એ પણ એક પયગમ્બરની પ્રવૃત્તિનું જ ફળ છે; સોળમા સૈકાના આપણા પયગમ્બર માર્ટિન લ્યૂથરની ધગશનું એ સાચું પરિણામ છે. જે પુરાણી વસ્તુ જૂઠી અને મૂર્તિપૂજાના સ્વરૂપની થઈ ગયેલી તેના પ્રામાણિક વિનાશ માટેનો એ પહેલો પ્રહાર છે; દૂર દૂરથી જે નવી વસ્તુ સચ્ચાઈવાળી અને ખરેખરી દિવ્યતાવાળી આવનારી છે તેની એ આરંભની તૈયારી છે.

લ્યૂથરપ્રવૃત્તિની અસર

પ્રથમ દર્શને કદાચ કોઈને એમ લાગશે કે આ પ્રૉટેસ્ટંટ ધર્મના ઉદયથી આપણે જેને વીરપૂજા કહીએ છીએ અને જેને માનવજાતના વ્યાવહારિક તેમ જ આધ્યાત્મિક કલ્યાણનું પરમ સાધન ગણીએ છીએ તેનો સૂમલ ઉચ્છેદ થયો હોવો જોઈએ. ઘણી વાર એવું કહેવામાં આવે છે કે પ્રૉટેસ્ટંટ ધર્મના ઉદયથી જગતે કદી ન જોયલો એવો નવો યુગ બેઠો, અને તે "વૈયક્તિક વિચારસ્વાતંત્ર્ય"નો. પોપની સામેના માર્ટિન લ્યૂથરના આ બળવાને પરિણામે દરેક માણસ પોતે પોતાનો પોપ બની ગયો, અને જે નવું જ્ઞાન એ

બળવાથી માણસને પ્રાપ્ત થયું તે વડે એણે એટલું પણ જાણી લીધું કે કોઈ પણ પોપનો, કોઈ પણ ધર્મના વડા અધિકારીનો માણસે કદી પણ વિશ્વાસ કરવો નહિ. આવા નૂતન વિચાર જ્યાં પ્રચાર પામ્યા હોય ત્યાં આગળ અધ્યાત્મજ્ઞાનજન્ય સમ્બન્ધો કે ગુરુશિષ્યપરંપરા એવું કંઈ સંભવે જ ક્યાંથી? આધ્યાત્મિક વિષયમાં કોઈ વડાને આપણે માન આપીએ, તેની વીર તરીકે પૂજા આપણે આદરીએ એવો તો પ્રશ્ન જ એ સંજોગોમાં ક્યાંથી ઉદ્ભવે? આવું ઘણી વાર કહેવામાં આવે છે.—હવે પ્રૉટેસ્ટંટ ધર્મનો ઉદય તે પોપ અને એના જેવા અધ્યાત્મ-વિષયના વડા અધિકારીઓની સામેના બળવારૂપે હતો એ વાત નકારવાની આવશ્યકતા નથી. રે! એટલું પણ આપણે સ્વીકારીશું કે એની પછી ઈંગ્લાંડમાં જે પ્યુરિટન સંપ્રદાય આવ્યો તે સઘળી પાર્થિવ સત્તાની સામેના, પૃથ્વી પર રાજ્ય કરનારા સમ્રાટોની સામેના બળવારૂપે હતો, અને તે આ એક જ નાટકનો બીજો અંક હતો; અને સઘળી પાર્થિવ તેમજ આધ્યાત્મિક વડાઈઓને છિન્નવિચ્છિન્ન કરનારૂં ફ્રાન્સનું જે મહાપરિવર્તન તે પણ એ જ નાટકનો ત્રીજો અંક હતો. પ્રૉટેસ્ટંટ સંપ્રદાય વડે જે ઉંડાં મૂળ રોપાયાં તેમાંથી જ ત્યાર પછીના યુરોપના સમગ્ર ઈતિહાસનું અનેક શાખાપ્રશાખાઓવાળું મહાવૃક્ષ ઊગી નીકળ્યું, કારણ કે એ તો શાશ્વત નિયમ છે કે મનુષ્યોનો આધ્યાત્મિક વિકાસ તેમની વ્યાવહારિક પ્રગતિમાં ઘણો અગત્યનો ફાળો આપે છે અને એ

વિકાસ તેમની પાર્થિવ જીવનચર્યા અને તેમનો ઈતિહાસ ઘડનારો થઈ પડે છે. ખરેખર, આધ્યાત્મિક ઉન્નતિ તે જ માણસની પાર્થિવ ઉત્ક્રાન્તિનો મંગલ આરંભ સૂચવે છે. અત્યારે એ તો ચોક્કસ છે કે સર્વત્ર સ્વતંત્રતા, સમાનતા, અને છૂટના ઉદ્ઘોષ થઈ રહ્યા છે; રાજાઓને ઠેકાણે મતપત્રો અને મતાધિકારની વાત સંભળાઈ રહી છે. એવું ભાસે છે કે આધ્યાત્મિક કે પાર્થિવ કોઈ પણ વિષયમાં કોઈ સમ્રાટ્‌ને સમ્રાટ્ તરીકે માન આપવાની, કોઈ પણ વીર પુરુષને તેની વીરતાને માટે પૂજવાની, કોઈ પણ માણસ તરફ વફાદારીનો ભાવ રાખીને તેની આજ્ઞાને અધીન રહેવાની માણસોની વૃત્તિ જગત્‌માંથી જાણે હંમેશને માટે વિદાય થઈ ગઈ છે! જો ખરેખર એમ હોત તો જગત્‌ને વિષે હું ઘણો નિરાશ થાત. પણ મારી ઉંડામાં ઉંડી ને અચળ જે શ્રદ્ધા છે તે એ છે કે જેવું ભાસે છે તેવું નથી અને હોઈ શકે પણ નહિ. જગત્ તેના મહાન્ નરો વડે નીભે છે. એ મહાપુરુષો વિના, સાચા દીલના એ વીર નરો વિના, આધ્યાત્મિક વિષયમાં કે પાર્થિવ વિષયમાં અરાજકતા, જે સર્વત્ર ગર્હણીય ગણાય છે, તેના સિવાય બીજા કશાનો સંભવ જ મને જણાતો નથી. પણ મારા મત પ્રમાણે પ્રૉટેસ્ટંટ સંપ્રદાયથી અરાજકતાનો આભાસ કરાવનારી પ્રજાસત્તા ઉદ્ભવેલી હોવા છતાં પણ, એ સંપ્રદાયથી નવી સાચી સમ્રાટ્‌સત્તાનો આરંભ થયો છે, નવી સુવ્યવસ્થાનો ઉદય થયો છે. જૂઠા સત્તાધિકારીઓની સામેનો એ બળવો હતો; સાચા સત્તાધિકારીઓ—ખરેખરા

વીર નરોને આપણા જગતમાં સ્થાન મળે તેની પ્રાથમિક તૈયારી તરીકે દુઃખકર હોવા છતાં પણ એ બળવો જરૂરનો હતો. જરાક વિશેષ વિવેચન અત્રે આવશ્યક છે.

મતસ્વાતંત્ર્ય

પ્રથમ તો એ કહેવાનું કે આ "વૈયક્તિક મતસ્વાતંત્ર્ય" ખરું જોતાં દુનિયામાં કંઈ નવી વસ્તુ નથી. માત્ર દુનિયાના તે સમયમાં એ નવી લાગી. માર્ટિન લ્યૂથરની કરેલી સુધારણામાં તાત્ત્વિક દૃષ્ટિએ કંઈ નવીનતા કે વિલક્ષણતા નહોતી. સઘળી જાતના સુધારા અને સઘળા સાચા ઉપદેશમાં હોય છે તેમ અસત્યને અને ઠાલા દેખાવને છાંડીને સત્ય તરફ પાછા વળવાની ધગશ એ એનું વ્યાપક તત્ત્વ હતું. "વૈયક્તિક મતસ્વાતંત્ર્ય" વિષે વિચાર કરીએ તો જણાશે કે એવું સ્વાતંત્ર્ય તો દુનિયામાં દરેક સમયે અસ્તિત્વ ધરાવતું જ હોવું જોઈએ. ડૅન્ટી પોતાના કૅથોલિક સંપ્રદાયમાં માનતો હતો તે વખતે એનામાં શું એ સ્વાતંત્ર્ય નહોતું? એણે પોતાની આંખે પાટા નહોતા બાંધ્યા. એણે પોતાની જાતને બેડી વડે જકડી નહોતી લીધી. એ એના કૅથોલિક સંપ્રદાયમાં સંપૂર્ણ આરામથી રહેતો હતો. એનો આત્મા છૂટથી જોતો હતો. એ સ્વતંત્ર હતો. એની પાછળ થઈ ગયેલા બીજા કૅથોલિકોએ—પોપના અનુયાયીઓ અને લ્યૂથરના વિરોધી બીજા પાદરીઓએ—પોતાની જાતને દાસત્વમાં આણી હતી, મતસ્વાતંત્ર્ય તેઓએ ગુમાવ્યું હતું, પણ ડૅન્ટીમાં તે નહોતું એમ નહિ. લોખંડની બેડીઓ કે કોઈ પણ

બહારનું દબાણ અમુક વસ્તુ માનવા કે ન માનવાની બાબતમાં માણસના આત્મા ઉપર બળજબરી કરી શકે નહિ. એ બાબતમાં તો એના પોતાના અંતરનો પ્રકાશ, જે કોઈથી એની પાસથી છીનવી લેવાય નહિ, તે જ એને માર્ગ દાખવે. એ પ્રદેશમાં સંપૂર્ણ રાજ્ય એના એકલાનું જ છે. માત્ર પ્રભુની કૃપાનું અવલમ્બન રાખીને એ જે માનવું હોય તે માને. આંખ મીંચીને શ્રદ્ધા રાખવી અને વિના પ્રશ્ને આજ્ઞા માનવી એવો સિદ્ધાન્ત સ્વીકારનારો માણસ પણ પ્રથમ વિચારપ્રવૃત્તિજન્ય **નિર્ણય** પર આવ્યો હશે, અને પછીથી એ નિર્ણય અનુસાર એણે પોતાના સ્વતંત્ર વિચારણાના અધિકારનો ત્યાગ કર્યો હશે. એના વૈયક્તિક મતસ્વાતંત્ર્યે એને સૂચવ્યું હશે કે એ સ્વાતંત્ર્ય છોડી દેવું એ જ સૌથી ઉત્તમ માર્ગ છે. જ્યાં જ્યાં સાચા માણસો હશે ત્યાં ત્યાં એ વૈયક્તિક સ્વાતંત્ર્યનો અધિકાર પૂર જોશમાં રહેવાનો જ. સાચો માણસ જે કંઈ માને છે તે પોતાના અખિલ આત્માથી માને છે. એના આત્મામાં જે કંઈ પ્રકાશ છે, જે કંઇ વિવેકશક્તિ છે તે વડે એના મત ઘડાય છે. એના મત હંમેશાં એવી જ રીતે ઘડાયા છે. મત ઘડાવાની બીજી કોઈ રીત જ એને જાણીતી નથી. જે માણસ સાચ વિનાનો છે, જે માણસ પોતે માને છે એમ માનવાને માત્ર તરફડિયાં મારી રહ્યો હોય છે તેને ભલે એવી કોઇ બીજી રીત સાંપડે ! એવા દંભી માણસને પ્રૉટેસ્ટંટના નવા સંપ્રદાયે ફીટકાર દીધો, અને પેલા સાચા માણસને એણે શાબાશી

આપી. તત્ત્વતઃ એ સંપ્રદાયને એમાં કંઈ નવું કહેવાનું નહોતું. પુરાણા કાળથી જે કથનો કરાતાં આવ્યાં છે તે તરફ જ એને પાછા વળવાનું હતું. તમે સાચા થાઓ, તમે સાફ દીલ રાખો એ જ એ કથનનો અર્થ હતો. હઝરત મહુમ્મદ પયગમ્બરે જે માન્યું તે પોતાના અખિલ આત્માથી માન્યું. અનેકદેવતાવાદ જેણે માન્યો તે તેણે પોતાના અખિલ આત્માથી માન્યો, અને તેના સાચા અનુયાયીઓએ પણ તે પોતાના અખિલ આત્માથી જ માન્યો. "વૈયક્તિક સ્વાતંત્ર્ય"નો અધિકાર વાપરીને તેઓ એવા નિર્ણય પર આવ્યા.

વ્યક્તિસ્વાતંત્ર્ય વીરપૂજાનું બાધક નથી

એ "વૈયક્તિક સ્વાતંત્ર્ય"ના અધિકારનો પ્રામાણિકપણે ઉપયોગ કરવામાં આવે તો તેથી કંઈ સ્વાર્થીપણું કે સામાજિક સમ્બન્ધોનો વિશ્લેષ કે એકલવાયાપણું આવી જ જાય એવો નિયમ નથી. એથી ઉલટું, એ સઘળાથી જૂદું જ પરિણામ આવવાનો પાકો સંભવ છે. પ્રામાણિક શોધને પરિણામે કદી અરાજકતા આવતી નથી; પણ વિપરીતદર્શન, સાચદિલીનો અભાવ, અધુકડી શ્રદ્ધા, અને અસત્ય એને પરિણામે જ અરાજકતા આવે છે. વિપરીતદર્શનની સામે જે પોકાર ઉઠાવે છે તે પુરુષ સત્ય–યથાર્થતામાં માનનારા સઘળા માણસોની સાથે એક થવાની તૈયારીમાં છે. જે માણસો ઠાલાં ગપ્પાંઓમાં જ માનનારા છે તેની વચ્ચે એકતા સાધનારૂં કોઈ બળ નથી. એવા દરેક માણસનું હૃદય મૃતપ્રાય છે.

વસ્તુઓની સાથે સહાનુભૂતિ રાખવાની પણ એ હૃદયમાં શક્તિ નથી. એવી શક્તિ જો હોત તો એ હૃદય એવી વસ્તુઓમાં માનત, ઠાલાં ગપ્પાંઓમાં નહિ. વસ્તુઓની સાથે પણ એને સહાનુભૂતિ નહિ, તો પોતાના માનવબંધુઓની સાથે સહાનુભૂતિ તો એનામાં ક્યાંથી જ હોય? એ માણસ અન્ય માનવીઓ સાથે એક થઈ શકતો નથી; એનામાં અરાજકતા છે. સાચદિલીવાળા માણસો જ્યાં હોય તે દુનિયામાં જ એકતા સંભવી શકે, અને એવી દુનિયામાં તો એકતા આખરે જરૂર હોવાની.

સાચદિલી

આવી ચર્ચામાં એક વાત ઘણી વાર દૃષ્ટિ બહાર રાખવામાં આવે છે, અથવા તો દૃષ્ટિ બહાર રહી જ જાય છે; અને તે એ છે કે પોતે જે સત્યમાં માનવાનું છે, અને સંપૂર્ણ જિગરથી માનવાનું છે, તે સત્ય માણસે પોતે જ શોધી કાઢેલું હોવું જોઈએ એ કંઈ જરૂરનું નથી. વીર પુરુષ, મોટો માણસ હંમેશાં સાચદિલીવાળો હોય છે એમ આપણે કહ્યું છે, પણ સાચદિલીવાળા હોવાને માટે મોટા માણસ થવાની કંઈ જરૂર નથી. કુદરતને એવી અપેક્ષા નથી, સઘળા કાળને માટે એવી કોઈ જરૂરિયાત નથી. લ્યૂથરના સમય જેવા કોઈ કોઈ ભ્રષ્ટ અને દુર્ભાગી સમયમાં જ એવી જરૂરિયાત ઊભી થાય છે. જે સત્ય માણસને અન્યની તરફથી પ્રાપ્ત થયું હોય તેને તે પૂરેપૂરી સાચદિલીથી માની શકે અને અપનાવી શકે; અને સાથે સાથે તે અન્યનો

અનહદ ઉપકાર પણ માની શકે ! જે સત્યમાં એ માને છે તે નવું છે, અપૂર્વ છે, એનું પોતાનું શોધેલું છે એ કંઈ મહત્ત્વની બાબત નથી. એ સત્યની પાછળ એનું આખું જિગર રહ્યું હોય એ જ મહત્ત્વની બાબત છે. જે માણસ ખરી શ્રદ્ધાથી માને છે તેનામાં જ સાચી માનવતા છે. એ જે કંઈ માને છે તે પોતાને કાજે, અન્યને કાજે નહિ. દરેક વ્યક્તિ આ અર્થમાં સાચદિલીવાળી થઈ શકે. કોઈ પણ મર્ત્ય હંમેશાં સાચદિલી વગરનું જ રહેવાને નિર્માયું હોય એવું છે જ નહિ. આખા યુગના યુગો, જેને આપણે સત્યના યુગો કહીએ છીએ, તેમાં આવી સાચદિલી જોવામાં આવી છે. એ યુગના બધા જ માણસો, અથવા ઘણાખરા માણસો સાચદિલીવાળા ! આ યુગો પ્રતાપી અને કાર્યસાધકતાવાળા હતા. એવા યુગમાં કોઈ પણ ક્ષેત્રમાં કોઈ કામ કરતો તો તે દેખાવ માટે નહિ, પણ સંગીન કાર્યસિદ્ધિને માટે. એવી દરેક પ્રવૃત્તિનું કંઈ ને કંઈ ફળ આવતું. એવી વ્યક્તિગત પ્રવૃત્તિઓનો એકંદરે સરવાળો મોટો થતો; કારણ કે સઘળી જ પ્રવૃત્તિ સાચદિલીવાળી હોવાથી એક જ ધ્યેય તરફ તે લઈ જતી. એ સઘળી પ્રવૃત્તિમાં **સરવાળો** જ કરવાનો રહેતો, બાદબાકીનો અવકાશ જ નહોતો. એવા સમાજમાં સાચી એકતા છે, સાચી રાજકતા છે, સાચી વફાદારી છે, આ રંક પૃથ્વી માનવીને માટે કલ્યાણ ઉપજાવી શકે તેના પ્રમાણમાં સઘળી સાચી અને કલ્યાણકારી વસ્તુઓ છે.

વીરપૂજાની તમે વાત કરો છો? માણસ સ્વાશ્રયી થાય, સત્યપ્રેમી થાય, શ્રદ્ધાસંપન્ન

વ્યક્તિસ્વાતંત્ર્ય બાધક થાય તેથી તો ખચીત બીજા

નહીં, પણ પોષક

માણસના સત્યને સંમાનતાં કે સત્કારતાં એને સંકોચ થવાનો સંભવ અત્યન્ત દૂર સુદૂર ગયેલો જ ગણી શકાય. એવા માણસનાં સ્વાશ્રય, સત્યપ્રેમ અને શ્રદ્ધાસંપત્તિ બીજાઓનાં ઠાલાં વિધાનો, ગપ્પાંઓ અને અસત્યોને અસ્વીકાર્ય અને અમાન્ય ગણવાની જ તેને ફરજ પાડે. માણસ સત્યને સ્વીકારે છે તે પોતાની આંખ ખુલ્લી રાખીને સ્વીકારે છે, અને આંખ ખુલ્લી રાખી હોય છે તેથી સ્વીકારે છે. એ સત્યનો જે ઉપદેશક, તેના તરફ પ્રેમ રાખતાં પહેલાં શું માણસને પોતાની આંખ બંધ કરવી પડતી હશે? પોતાને અંધકારમાંથી ઉદ્ધારીને અજવાળામાં લાવનાર, તમસ્‌માંથી કાઢીને જ્યોતિમાં આણનાર જે ઉપદેશક વીર, તેના પ્રત્યે સાચો પ્રેમ તો એ જ રાખી શકે, તેના પ્રત્યે ખરી ઉપકારવૃત્તિ સાથનો, ઉંડી ભક્તિથી ભરેલો હૃદયનો સદ્‌ભાવ તો એ જ ધરાવી શકે. એવી રીતનો જે સત્યનો ઉપદેશક તે શું ખરેખરો વીર પુરુષ અને અસુરનો વિજેતા નથી? તે શું સઘળા પ્રકારનાં સંમાનને લાયક નથી? અસત્યનો વિકરાળ દૈત્ય, જે આ જગત્‌માં આપણો એક શત્રુ છે, તે એના પરાક્રમ વડે મહાત થઇને ચત્તોપાટ પડે છે. આપણે ખાતર જગત્ પર વિજય મેળવનાર ખરેખરો વીર પુરુષ એ જ છે. અને જોશો તો જણાશે કે

લ્યૂથર જાતે સાચા પોપ તરીકે, આધ્યાત્મિક વિષયમાં જગતના પિતા તરીકે શું સંમાન નહોતો પામતો? સાચા પોપ તરીકે એને સંમાન મળતું, કારણ કે વસ્તુતઃ એ સાચો પોપ હતો જ. આમ વીરપૂજા અવિનશ્વર છે. એ કદી મરતી નથી, એ કદી મરી શકે એમ નથી. પૂજ્યભાવ અને પૂજાયોગ્ય વીરતા એ બન્ને જગતનાં અવિનાશી તત્ત્વો છે; અને બન્નેમાં આ વિલક્ષણતા રહેલી છે કે ખાલી ઠાઠમાઠ અને ઉપલકિયા તમાશા એનું અવલમ્બન એમાંના કોઈને પણ નથી, પરન્તુ સત્ય અને સાચદિલી એ ઉપર જ બન્નેનો આધાર છે. આંખ બંધ કરીને નહિ, તમારું "વૈયક્તિક સ્વાતંત્ર્ય" લુપ્ત કરવાથી નહિ, પણ આંખ ઉઘાડી રાખવાથી અને એ ઉઘડેલી આંખને ખરેખરું જોવા યોગ્ય જે દર્શન મળે તે કરવાથી જ વીરપૂજા શકય બને છે. લ્યૂથરનો સંદેશ એ જ હતો કે સઘળા દંભી પોપ, ડોળઘાલુ ધર્માધ્યક્ષો અને રાજસત્તાધારીઓને પદભ્રષ્ટ કરો, તેની સત્તા નિર્મૂળ કરો, તેની ગાદી છીનવી લો, કે દૂર દૂરથી પણ જે નવા સાચા ધર્માધ્યક્ષો અને રાજવીઓ આવતા જણાય તેની જીવનશક્તિ બઢે અને તેનું સામર્થ્ય પોષાય.

લ્યૂથરપ્રવૃત્તિનાં કડવાં મીઠાં ફળ

સ્વતંત્રતા અને સમાનતા અને મતાધિકાર અને છૂટ અને એવી એવી જે વાતો ચાલી રહી છે તેને આ દૃષ્ટિબિન્દુથી જોતાં ક્ષણિક મહત્ત્વની વસ્તુઓ તરીકે જ આપણે લેખીશું;

અન્તિમ સત્યો તરીકે ખચીત આપણે એને નહિ સ્વીકારીએ. આ સ્થિતિ ઘણા વખત સુધી પહોંચવાનો સભવ છે, આપણને બધાને ગંભીર ગુંચવણમાં પણ એ નાંખ્યા વગર રહેશે નહિ, છતાં આપણાં ભૂતકાળનાં દુષ્કૃત્યોના પ્રાયશ્ચિત્ત તરીકે, થયેલા અપરાધની શિક્ષા તરીકે, ભવિષ્યમાં થનારા અણમૂલા ફાયદાઓની આગાહી આપનાર તરીકે એ સ્થિતિને આપણે સત્કારવી જોઈએ. દરેક રીતે માણસની ફરજ હતી કે અસત્યને છોડવું અને સત્ય તરફ પાછા ફરવું. ગમે તે ભોગે એ કરવાનું જ યોગ્ય હતું. દંભી પોપ અને વૈયક્તિક મતસ્વાતંત્ર્ય વિનાના તેના અનુયાયીઓ, ભોળિયાઓના ઉપર હુકમ ચલાવવાનો ઠાઠ કરીને તેમને છેતરનારા ડોળઘાલુઓ–એના સાથમાં તમે શું કરી શકો? કેવળ દુઃખ અને અનર્થજ એવાના સાથમાંથી ઉદ્ભવે. સાચદિલી વગરનાં માણસોનું તમે સુવ્યવસ્થિત મંડળ ન બનાવી શકો; યોગ્ય, સાચા સ્થાનક ઉપર મૂકાયલી ઇટો વગર તમે કોઈ પણ ઇમારતની ભીંતો ન ચણી શકો. પ્રૉટેસ્ટંટ સંપ્રદાયના ઉદયથી માંડીને જે અનેક પરિવર્તનોની ધમાલ ચાલી રહી છે તેમાં એક અત્યન્ત કલ્યાણકારી પરિણામ ઘડાઈ રહેલું મને જણાય છે. એ પરિણામ તે વીરપૂજાનો ઉચ્છેદ નહિ, પણ વીરોની જ બનેલી સમસ્ત દુનિયા! સાચદિલીવાળો માણસ જો વીર નર કહેવાતો હોય તો આપણે દરેક વીર નર શા માટે ન થઈ શકીએ? સઘળા જ સાચદિલીવાળા માણસોની બનેલી, સઘળા જ

ઉંડી અંતરની શ્રદ્ધાવાળા માણસોની બનેલી દુનિયા! એવી દુનિયા અગાઉ થઈ ગઈ છે. એવી દુનિયા ફરીથી થશે. એવી થયા વિના એનાથી રહીજ શકાશે નહિ. વીરતાના ખરેખરા પૂજકો તે એવીજ દુનિયાનાં માણસો હશે. જ્યાં બધાજ સાચા અને સારા હોય ત્યાંજ જે વધારે સારા હોય તેનાં વિશેષ સંમાન થઈ શકે. લ્યૂથર અને એની જીવનકથા તરફ આપણે હવે વિશેષ ત્વરાથી પહોંચી જઈએ.

## ૨

લ્યૂથરનો જન્મ સૅકસનીના ઇઝલબેન નામના નગરમાં થયો હતો. ૧૪૮૩ના નવેમ્બરની ૧૦મી તારીખે એનો જન્મદિવસ. ઇઝલબેનને લ્યૂથરની જન્મભૂમિ ગણાવાનું જે ગૌરવ મળ્યું તે કેવળ આકસ્મિક કારણોને લીધે જ હતું. લ્યૂથરનાં માતપિતા એ પ્રદેશમાં આવેલા એક ગામડામાં બીચારાં ખાણુ ખોદનારાં મજૂરનું કામ કરતાં હતાં. એ દંપતી શિયાળાની ઋતુનો જે મેળો ઇઝલબેનમાં ભરાતો હશે તે જોવા ગયેલાં. મેળાની ગડબડમાં આઇને એકાએક પ્રસૂતિની વેદના થઈ આવી, ત્યાં આગળ કોઇ રંક ઝૂંપડી મળી આવી તેમાં તેણે આશ્રય લીધો, અને જે બાળકને તેણે જન્મ આપ્યો તેનું નામ પાડયું 'માર્ટિન લ્યૂથર'. જરા વિચાર કરશો તો તમને આમાં ઘણું વિચિત્ર લાગશે. આ બાઈ–લ્યૂથરની મા–બીચારી એના પતિની સાથે કેટલીક નાની નાની ચીજોની ખરીદીને અર્થે ઇઝલબેનમાં ગઈ હશે. કદાચ પોતે જે રૂ કાંતતી હશે તેનું સૂતર વેચી આવવાનો એનો ઇરાદો હશે. પોતાના નાના સરખા ઘરને માટે શિયાળાની મોસમ ખાતે કેટલીક ઝીણી ઝીણી ખરીદીઓ કરવાનો એનો વિચાર હશે. આ

લ્યૂથરનો જન્મ

દુનિયામાં તે દિવસે આ ખાણ ખોદનારો મજૂર અને એની વહુ એ જોડીના કરતાં વધારે બીનમહત્ત્વની બીજી કોઈ જોડી નહિ હોય, અને છતાં—સઘળા શહેનશાહ, પોપો અને પાદશાહો એની સરખામણીમાં શી વિસાતનાં હતાં? આ સ્થળે, ફરીથી એક વખત, એક સમર્થ પુરુષનો જન્મ થયો હતો. જગતમાં સૈકાઓના સૈકાઓ ઉપર દીપ્તિ પ્રકટાવે અને અનેક યુગોને અજવાળે એવો એક મહાન્ જ્યોતિ અહીં પ્રકટ્યો હતો. આખું જગત્ અને તેનો ઇતિહાસ જાણે આ માણસને માટે થલી રહ્યાં હતાં. આ બનાવ જેટલો અદ્ભુત છે તેટલો જ ગૌરવભર્યો છે. એ બનાવ ભૂતકાળમાં આપણને ખેંચી જાય છે, અને ઓગણીસ સૈકાઓને વટાવીને પણ દૂર જતા એ ભૂતકાળમાં આનાથી પણ વધારે રંક વાતાવરણમાં જે મહાપુરુષનો જન્મ થયો હતો તેનું આપણને સ્મરણ કરાવે છે. ભૂતકાળના એ મહાપ્રસંગ વિષે આપણે કંઈ પણ બોલીએ નહિ, મૌનપૂર્વક તેનું મનન કરીએ તે જ યોગ્ય છે, કારણ કે કઇ વાણી એને વર્ણવી શકશે? ચમત્કારના યુગ ગયા એમ તમે કહો છો? ચમત્કારનો યુગ અહીં જ છે અને હંમેશ રહેશે.

ગરીબી

લ્યૂથર ગરીબીમાં જન્મ્યો હતો અને ગરીબીમાં ઊછર્યો હતો, અત્યન્ત દરિદ્ર માણસોમાંનો એક એ હતો એ બીના પૃથ્વી ઉપર એને જે કર્તવ્ય બજાવવાનું હતું તેને માટે સર્વથા અનુકૂળ હતી,

અને નિઃસંશય એનું અને આપણું અને સકળ પદાર્થનું ભાગ્ય જેને આધીન છે તે વિધાતાની એ ઔચિત્યના વિચાર પુરઃસરની વ્યવસ્થા હતી એમ મને લાગે છે. તે વખતે નિશાળે ભણતાં છોકરાંઓને જેમ ભીખ માંગવી પડતી તેમ એને પણ કરવું પડેલું. ભિક્ષાને માટે અને રોટલીને માટે એક ઘેરથી બીજે ઘેર ગીત ગાતાં ગાતાં એને ભટકવું પડેલું. કડણ જિંદગી, સખત તંગી એ આ ગરીબ છોકરાનાં બચપણનાં સંગાથી હતાં. માર્ટિન લ્યૂથરને સારૂં લગાડવાને મુખનાં મરકલડાં કરે, એની આગળ ખોટો ડોળભર્યો દેખાવ કરે એવો કોઈ માણસ નહોતો, કોઈ ચીજ નહોતી. વસ્તુઓના દેખાવ માત્રમાં નહિ, પણ સાચી વસ્તુઓમાં જ રહીને ઉછરવાનું એને માટે નિર્માણ થયું હતું. કઠોર આકૃતિ છતાં નિર્બળ આરોગ્યવાળો એ છોકરો, એના વિશાળ જ્ઞાનપિપાસુ આત્મા સાથે, એની અવિકલ ઇન્દ્રિયો સાથે અને તીવ્ર લાગણીઓ સાથે, નાનપણમાં ઘણું કષ્ટ પામ્યો હતો. પરન્તુ ગમે તેટલો ભોગ આપીને પણ સત્યની જ પિછાન કરવી અને સત્યની જ પિછાનમાં રહેવું એવું એને માટે નિર્માણ થયું હતું. એના જીવનનું કર્તવ્યજ એ નિશ્ચિત થયું હતું કે સારાયે જગતને સત્ય તરફ પાછું ખેંચી લાવવું, કારણ કે સત્યને વિસારીને ખાલી તમાશામાં એ જગતે ઘણો વખત ગુમાવ્યો હતો. શિયાળાનાં વાવાઝોડાં અને વંટોળિયામાં, ઘોર અંધકારમાં, ગાઢી શૂન્યતામાં, ભયંકર મુશ્કેલીઓમાં ઊછરીને આ બાળક મોટો થયો તે એટલા

માટે કે સઘળાં તોફાનોને વટાવીને એ બહાર નીકળે ત્યારે એક સાચા પુરુષ જેવો, એક દેવ જેવો એ મજબૂત થાય! વૃત્ર અને બીજા અનેક ભયંકર અસુરોને પ્રહાર કરવાને માટે વજ્રદંડ સાથે પ્રકટ થયેલો જાણે બીજો ઇન્દ્ર!

જીવનની ક્ષણભંગુરતા

એરફુર્ટના * દરવાજા આગળ એના મિત્ર એલેક્સિસનું વીજળી પડવાથી મૃત્યુ થયું એ બનાવ કદાચ એના જીવનમાં પરિવર્તન કરનારો થઈ પડ્યો હશે. અનેક મુશ્કેલીઓ વેઠીને, સુખદુઃખને સમાન ગણીને કિશોર અવસ્થા એણે વટાવી. અનેક અંતરાયો આવવા છતાં એની વિશાળ બુદ્ધિ અને એની જ્ઞાનપિપાસા છૂપાં ન રહ્યાં. એના પિતાએ એના હિતની દૃષ્ટિએ એવું વિચાર્યું કે એની પાસે કાયદાનો અભ્યાસ કરાવવો. એના ઉદય માટેનો આ માર્ગ એના પિતાને સૂઝ્યો હતો. લ્યૂથરને એ બાબતમાં આમ કે તેમ એવું ઝાઝું હતું નહિ. આ વખતે એની ઉમ્મર ૧૯ વર્ષની હતી. એલેક્સિસ અને એ, બન્ને જણા લ્યૂથર કુટુમ્બને મળવા ગામ ગયા હતા. બન્ને પાછા ફર્યા અને એરફુર્ટ નજીક આવી પહોંચ્યા ત્યાં ગાજવીજ સાથે તોફાન થયું.

* લ્યૂથરના વખતમાં એરફુર્ટની યુનિવર્સિટી જર્મનીમાં ઘણી પ્રખ્યાત હતી. એ યુનિવર્સિટીમાં એ ઇ. સ. ૧૫૦૧માં, એટલે અરાડ વર્ષની ઉમ્મરે દાખલ થયો. ત્યાં એણે અભ્યાસ અત્યન્ત ઝડપથી કર્યો. ૧૫૦૨માં તો એ બી. એ. થયો અને ૧૫૦૫ માં એમ. એ. થયો.

એલેક્સિસ પર વીજળી પડી અને લ્યૂથરના ચરણ આગળ એનું મૃત શરીર ઢળી પડયું. આપણી આ જિન્દગી તે આવી છે ! ક્ષણવારમાં જતી રહે, અગ્નિમાં પડેલા કાગળના કકડા પેઠે ક્ષણવારમાં બળી જાય અને અનન્ત કાળની શૂન્યતામાં લુપ્ત થઇ જાય ! સંસારના સઘળા વૈભવો, મોટી મોટી પદવીઓ, રાજાધિરાજનું મહાન્ પદ પણ શી ગણતીમાં ? અન્તે તો એ સર્વની આ જ સ્થિતિ ને ? પૃથ્વીએ પોતાનું વિવર ખોલ્યું, એટલે ક્ષણવારમાં સઘળું હતું ન હતું થઇ જાય, અને સનાતન કાળ માત્ર ઘૂમતો રહે ! લ્યૂથરના હૃદય ઉપર આ બનાવની ઉંડી અસર થઈ હશે. પ્રભુને જીવન અર્પણ કરવાનો, પ્રભુની સેવામાં જ કાળનિર્ગમન કરવાનો એણે નિશ્ચય કર્યો. એના પિતાએ એને ઘણું સમજાવ્યો, બીજાઓએ પણ પોતાનાથી બનતું કર્યું, પણ એનો નિશ્ચય મક્કમ હતો. એરફુર્ટના મઠમાં સાધુ તરીકેનું જીવન એણે સ્વીકાર્યું.

**મઠનું જીવન**

લ્યૂથરની જીવનકથામાં આ એક જ પહેલું પ્રકાશનું કિરણ આપણને જણાય છે. એની વધારે પવિત્ર ઇચ્છા અહીં પહેલી જ વાર નિશ્ચયભરી વાણીમાં વ્યકત થતી આપણે જોઈએ છીએ. હાલ તરત તો ગાઢ અંધકારથી છવાયલા ભીષણ પ્રદેશમાં એ જ એકલું પ્રકાશનું બિન્દુ જણાતું હતું. એના કહેવા પ્રમાણે, મઠના સાધુ તરીકેનું એનું જીવન ધર્મની ઉંડી ભાવનાથી ભરેલું હશે. પોતાના આ મહાન્ કૃત્યની અંદર જે સત્ય

રહ્યું હતું તેને વિસ્તરવાની અનુકૂળતા કરી આપવાને માટે સાચી ભક્તિથી, કષ્ટભરી સેવાથી એ બનતા પ્રયત્ન કરી રહ્યો હતો; પણ તેનું ફળ ઝાઝું આવતું નહોતું. એનું દુઃખ, એની માનસિક વ્યથા એથી ઓછાં ન થયાં. ઉલટાં તે જાણે અનન્ત ગણી વૃદ્ધિ પામ્યાં. મઠમાં નવા દાખલ થનાર તરીકે એને જે વૈતરૂં કરવું પડતું, જે હલકાં કામ કરવાં પડતાં તેનું એને દુઃખ નહોતું. પણ એ પુરુષનો ઉંડો સત્યાન્વેષી આત્મા જાતજાતની શંકાઓમાં ગુંચવાઈ રહ્યો હતો. મૃત્યુ ટૂંક વખતમાં મને ઝડપી લેશે, અને મૃત્યુ કરતાં પણ ઘોર દુઃખો મારે વેઠવાનાં છે એવું એને લાગતું. બીચારા લ્યૂથરના હૃદયમાં અવર્ણનીય આપત્તિનો મહાન્ ભય આ વખતે વ્યાપી રહ્યો હતો. સનાતન દુઃખની ઘોર યાતના મારે વેઠવાની છે એવી કલ્પના એને ગભરાવી મૂકતી.

બાઇબલનું વાચન

આ અરસામાં એરફુર્ટના પુસ્તકાલયમાંથી એક જૂનું લૅટિન ભાષામાં લખાયલું બાઇબલનું પુસ્તક એને મળી આવ્યું એ બનાવને આપણે પરમ મંગલમય ગણવો જોઈએ. એ પુસ્તક એણે કદી પણ જોયું નહોતું. ઉપવાસ ને જાગરણને બદલે કોઈ બીજો જ ઉપદેશ એ પુસ્તકમાંથી એને મળી આવ્યો. મઠનો એક બીજો સાધુ એના જેવી જ ધાર્મિક ભાવનાવાળો હતો તેણે એને અભ્યાસમાં મદદ કરી. લ્યૂથરને હવે સમજાયું કે જાપ જપવાથી નહિ, પણ પ્રભુની અનન્ત કૃપાથી જ

માનવ આત્માનો ઉદ્ધાર થઈ શકે છે. આ વિચાર વધારે સહેલાઈથી મગજમાં ઊતરે એવો હતો. જાણે મજબૂત ખડકનું પોતાને અવલમ્બન મળતું હોય એવું એને ધીરે ધીરે લાગવા માંડયું. જે બાઈબલમાંથી આવો મંગલમય ઉપદેશ એને પ્રાપ્ત થયો તે બાઈબલ તરફ એને અત્યન્ત આદર થયો હોય એમાં નવાઈ જેવું નથી. પરમ પ્રભુના શબ્દનું આવા માણસે જેટલું મૂલ્ય આંકવું જોઈએ તેટલું એણે આંકયું. એ શબ્દને અનુસરીને ચાલવું એવો એણે નિશ્ચય કર્યો. એ નિશ્ચય અનુસાર જીવનભરમાં અને અન્તકાળ સુધી બાઈબલની આજ્ઞાને એ દઢતાથી અનુસર્યો.

આ પ્રમાણે અંધકારમાંથી એનો છૂટકારો થયો; તિમિરદળને વિખેરીને એણે

પ્રોફેસર અને ધર્મોપદેશક અન્તિમ વિજય મેળવ્યો; એના ધર્મવિચારમાં મહાન્ પરિવર્તન

થયું. એ સમય એને માટે સૌથી વધારે મહત્ત્વનો હતો. હવે દિનપ્રતિદિન એનો આત્મા વિશેષ શાન્તિ પામવા લાગ્યો, એનો નિર્મળ જ્યોતિ પ્રકાશવા લાગ્યો. એનામાં રહેલો બુદ્ધિવિભવ, એને સહજ એવા એના અંતરના સદ્ગુણો હવે જેમ જેમ બહાર પડવા લાગ્યા તેમ તેમ કુદરતી રીતે એના મઠમાં, એના દેશમાં એનું પોતાનું ગૌરવ વધવા માંડયું. જીવનની કોઈ પણ પ્રામાણિક પ્રવૃત્તિમાં એની સેવા વિશેષ ને વિશેષ ઉપયોગની જણાવા માંડી. એના સંપ્રદાય તરફથી ધર્મને અંગેનું બહારગામનું કંઈ પણ કામ બજાવવાનું હોય તે એના બુદ્ધિપ્રભાવ અને

એની વફાદારીને લીધે એને સોંપાવા મંડાયું. સૅકસનીનો રાજા 'ફ્રેડરિક ડાહ્યા', જે ખરેખરો ડાહ્યો અને ન્યાયી રાજા હતો, તેની નજર એના ઉપર અતિ ઉપયોગી માણસ તરીકે ઠરી હતી. તેણે વિટેનબર્ગની પોતાની નવી યુનિવર્સિટીમાં એને પ્રોફેસર તરીકે નીમ્યો,* અને વિટેનબર્ગનો ધર્મોપદેશક પણ એ જ નીમાયો. પોતે જે કંઈ સેવા કરતો તેમાં એને યશ મળતો તેવી જ રીતે પ્રોફેસર અને ધર્મોપદેશક તરીકેના કામથી પણ, સામાન્ય જીવનના શાન્ત ક્ષેત્રમાં રહ્યાં રહ્યાં એણે સઘળા સજ્જનોમાં વધારે ને વધારે સંમાન મેળવ્યાં.

રોમનાં દર્શન

એને સત્તાવીશમું વર્ષ ચાલતું હતું તે વખતે રોમ નગર એણે પહેલી વાર જોયું. ઉપર જણાવ્યા પ્રમાણે એના મઠ તરફથી કામને અંગે એને ત્યાં મોકલવામાં આવ્યો હતો. પોપ (જૂલિયસ બીજા)* અને

* વિટેનબર્ગની યુનિવર્સિટી ફ્રેડરિકે ૧૫૦૨માં કાઢી. ૧૫૦૮માં એ અને બીજા કેટલાક સાધુઓ નવી યુનિવર્સિટીના કામમાં મદદ કરવાને વિટેનબર્ગ ગયા. લ્યૂથરે ધર્મોપદેશ કરવાનો પ્રારંભ કર્યો. પ્રથમ પોતાના સંપ્રદાયના સાધુઓ આગળ, પાછળથી બીજા કોઇ સાધુને અનારોગ્યને કારણે રજા પર જવું પડયું તેની જગાએ તમામ નગરજનો આગળ એણે ઉપદેશ કર્યો. પછી કામને અંગે પોતાના સંપ્રદાય તરફથી એનું રોમ જવાનું થયું. ૧૫૧૨માં રોમથી એ પાછો આવ્યો ત્યાર પછી વિશેષ અભ્યાસને માટે એને એરફર્ટ મોકલવામાં આવ્યો. ધર્મશાસ્ત્રના ડૉક્ટરની પદવી એને મળી ત્યાર પછી વિટેનબર્ગમાં પ્રોફેસર તરીકે એની નીમણૂક થઇ. + ૧૫૦૨–૧૫૧૩.

રોમમાં જે કંઇ ચાલી રહ્યું હતું તે જોઇને એનું ચિત્ત આશ્ચર્યમાં ગરક થઈ ગયું હશે. રોમને પવિત્ર નગરી ગણીને, પૃથ્વી ઉપરના પ્રભુના મહાન્ પૂજારીનું સિંહાસન જ્યાં વિરાજે છે ત્યાંના વાતાવરણની નિર્મલતા વિષે મોટા મોટા ખ્યાલ બાંધીને એ ત્યાં ગયો હશે, પણ એ નગરી એને કેવી જણાઇ તે તો આપણે જાણીએ છીએ! આ વખતે એ માણસના મનમાં ઘણા ઘણા વિચારો આવ્યા હશે. એ વિચારો કોઈ સ્થળે નોંધાયા નથી. એ વિચારો કઈ વાણીમાં મૂકવા તે એને જ કદાચ તે વખતે નહિ સૂઝયું હોય. આ રોમ, દંભી પાદરીઓનું આ લીલાક્ષેત્ર, પવિત્રતાની જ્યોતિમાં ઝળહળતું નહિ, પણ એથી જૂદી જ જાતનાં આવરણોમાં ઢંકાયલું આ નગર તો **અસત્યથી ભરેલું** છે એમ એણે જોયું હશે. "પણ તેમાં હું શું કરી શકું? હું રંક માણસ, જગત્‌ને સુધારવાનું કંઈ મારૂં ગજું છે?" એવી સુધારણાનું તો સ્વપ્ન સરખું એ વખતે એના મનમાં નહિ આવ્યું હોય. એ તો એક દીન એકાકી માણસ હતો. જગત્‌ની પંચાતમાં એણે શા માટે પડવું જોઈએ? એ કામ તો એના કરતાં ઘણા વધારે ઉંચા માણસોથી જ થઇ શકે. એનું કામ તો સાચવી સાચવીને ડગલાં ભરવાં અને જગત્‌ના વિકટ પંથ ઉપરથી પસાર થવું એ જ હતું. જગત્‌માં જે નમ્ર ફરજ પોતાના શિર પર આવી પડી હોય તે એકનિષ્ઠાથી બજાવવી એટલું જ એને તો પ્રાપ્ત થતું હતું. બીજું બધું ગમે તેટલું ભયંકર એને જણાય, ગમે તેટલું

ગ્લાનિકારક એને લાગે, પણ તે સુધારવાનું તો પ્રભુના હાથમાં હતું. એ કંઈ એના હાથમાં થોડું જ હતું?

પોપસત્તા

જો રોમની પોપસત્તાએ લ્યૂથરને કોઈ પણ પ્રકારની કનડગત વગર પોતાને રસ્તે સીધો ચાલવા દીધો હોત તો શું પરિણામ આવત એ વિચાર આપણી કલ્પનાને જાગ્રત્ કરે એવો છે. એ સત્તાએ પોતે પોતાના વિશાળ માર્ગ પર પોતાનું વિપરીત સંક્રમણ ચાલુ રાખ્યું હોત અને લ્યૂથરના નાનકડા માર્ગની આડે જો એ સત્તા ન આવી હોત તો શી સ્થિતિ હોત એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય એવો છે. એ સંજોગોમાં ઘણું સંભવિત છે કે રોમના અનર્થો વિષે લ્યૂથરે સંપૂર્ણ મૌન જ સેવ્યું હોત, અને એ બાબતનો ન્યાય એણે પ્રભુના હાથમાં જ સોંપ્યો હોત! લ્યૂથર વિનય વિવેકવાળો, શાન્ત પ્રકૃતિનો માણસ હતો. ઉચ્છૃંખળતાથી સત્તાધારીઓની સામે થવું અને તેમના પર પ્રહાર કરવા એ એના સ્વભાવમાં જ નહોતું. આગળ જણાવ્યા પ્રમાણે એનું ચોખ્ખું કામ પોતાની ફરજ બજાવવાનું જ માત્ર હતું. દુરાચાર જ્યાં ખદબદી રહ્યો છે એવી આ દુનિયામાં સાવધતાથી ડગલાં ભરવાં અને પોતાના આત્માને સચેત રાખીને તેનો ઉદ્ધાર કરવો એટલું જ કર્તવ્ય એને પ્રાપ્ત થતું હતું. એ જ કર્તવ્ય બજાવીને એ સન્તોષ માનતઃ કોઈ પણ જાતના વિરોધમાં એ.ઊતરત નહિ. પણ રોમની

પોપસત્તા એના માર્ગની આડે જ આવી. દૂર દૂર વિટેન-બર્ગમાં, એ–લ્યૂથર–પ્રામાણિકપણે પોતાનું જીવન પણ ન ભોગવી શકે એવી સ્થિતિ એણે ઊભી કરી. એણે વાંધો ઉઠાવ્યો, એ સામો થયો. વાત છેવટ પર પહોંચી ગઈ. એને પ્રહાર પડ્યો, એણે સામે પ્રહાર કર્યો, અને એવી રીતે યુદ્ધ ખરેખરું જામ્યું. કોણ જીતે છે ને કોણ હારે છે તેની જાણે હોડ બકાઈ! લ્યૂથરની જીવનકથામાં આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. આવી નમ્ર, આવી શાન્તિપ્રિય પ્રકૃતિના માણસે જગતને તકરારથી આટલું ભરી દીધું હોય એવું ક્વચિત જ બન્યું હશે. આપણને એટલું તો જણાયા વગર રહેતું જ નથી કે એને એકાન્તવાસ ગમતો હતો. છાંયડામાં રહીને મૂગાં મૂગાં પોતાનું કામ ખંતથી કર્યાં જવું એ જ એને રૂચતું હતું. એકાએક એ જે પ્રસિદ્ધિમાં આવ્યો તે એની ઈચ્છા વિરુદ્ધ જ હતું. પ્રસિદ્ધિ! એથી એને શું મળવાનું હતું? એની જગતની યાત્રાનું છેવટનું ધામ તો અનન્ત પ્રભુનું મંદિર એ જ હતું. થોડા વર્ષમાં એ ધ્યેયને એ પહોંચી જાત, અથવા હંમેશના પતનની ઘોરતાને એ અનુભવત! ઑગસ્ટાઈન અને ડૉમિનિકન એ બે સંપ્રદાયના મહાધિકારીઓ વચ્ચેના કોઈ ક્ષુદ્ર નફાટોટાના ઝઘડાને કારણે ઊભા થયેલાં વેરઝેરને પરિણામે લ્યૂથરનો કોપાગ્નિ પ્રકટ્યો અને એવી રીતે પ્રૉટેસ્ટંટ સુધારણાનો ઉદ્ભવ થયો એવી અત્યન્ત ભ્રમમૂલક કલ્પનાને જેઓ સેવે છે તેને વિષે આપણે કંઈ જ નહિ બોલીએ. એવી

કલ્પનામાં રમનારા જો કોઈ અત્યારે હોય તો તેને આપણે એટલું જ કહીશું કે લ્યૂથર વિષે, અથવા લ્યૂથર જેવા કોઈના પણ વિષે, ડાહી રીતે અભિપ્રાય બાંધી શકાય એવા વિચારક્ષેત્રમાં એક વખત તમે પ્રવેશ કરો, પછી તમારી સાથે વાદવિવાદમાં અમે ઊતરીશું.

"ક્ષમાપત્રો"નું વેચાણ

પોપ દસમો લિયો (ઈ. સ. ૧૫૧૩ થી ૧૫૨૧) પૈસાનો જરા ભૂખ્યો થઈ ગયો હતો. એને જ્યાં ત્યાંથી થોડીક રકમ ભેગી કરવી હતી. બીજું કંઈ એનામાં હતું નહિ. વગર વિચારે એણે ટેટ્ઝલ નામના સાધુને વિટેનબર્ગ મોકલ્યો, જાણે એક જાતનો વેપાર કરવાને માટે! એ સાધુએ વિટેનબર્ગમાં આવીને પોતાનો ધંધો ચલાવ્યો–'ક્ષમાપત્રો' વેચવાનો. પાદરી તરીકે લ્યૂથર દેવળમાં ગયો ત્યાં એના જ અનુયાયી નગરજનોએ એને કહ્યું કે "અમારાં પાપની તો અમને ક્ષમા મળી ગઈ છે." લ્યૂથરને પોતાના પાદરી તરીકેના ધર્મમાંથી ચ્યુત ન થવું હોય, જે નાનકડી જમીન એની પોતાની હતી અને બીજા કોઈની નહોતી તેની મધ્યમાં ખડા રહીને એણે જો એવું ન બતાવવું હોય કે પોતે અસત્યનો ઉપાસક છે, કર્તવ્યપાલનમાં આળસુ છે, બહાદુરીથી વિહોણો છે, તો આગળ આવીને એ "ક્ષમાપત્રો"નો વિરોધ કર્યા સિવાય બીજો કોઈ એને માટે રસ્તો જ નહોતો. એણે એ વિરોધ કર્યો. "ક્ષમાપત્રો" વગર અર્થનાં

છે, પ્રભુની પ્રભુતાના ભયંકર ઉપહાસનાં જેવાં છે, એનાથી કોઈ પણ માણસનાં પાપની ક્ષમા મળી શકે નહિ, એવો પ્રચંડ ઉદ્‌ઘોષ એણે કર્યો. ધાર્મિક સુધારણાની અખિલ પ્રવૃત્તિનો આરંભ અહીં થઇ ચૂક્યો. પછી શું થયું તે આપણે સંક્ષેપમાં વર્ણવીએ.

# ૩

લ્યૂથરનાં લખાણો

વિટેનબર્ગની યુનિવર્સિટી સાથે ગાઢો સમ્બન્ધ ધરાવનારૂં જે દેવળ હતું તેમાં લ્યૂથરે ધર્મોપદેશ આપ્યો. બારણાં આગળ જ્યાં હંમેશાં યુનિવર્સિટીની જાહેરખબરો રહેતી ત્યાં "ક્ષમાપત્રો"-વિરુદ્ધનાં લ્યૂથરનાં લખાણો ગોઠવાયાં. લોકોનાં ટોળેટોળાં એ લખાણો વાંચતાં જતાં. એ લખાણો એક ગહન વિષય પરની વિદ્વત્તાભરી ચર્ચા રૂપે હતાં. તે કોઇને પણ બંધનકર્તા નહોતાં; પણ લોકો પર તેની ખૂબ અસર થઇ. એ લખાણો ખૂબ વંચાયાં. જર્મનમાં એનું ભાષાન્તર થયું, અને પખવાડિયા પહેલાં આખા જર્મનીમાં એ લખાણો જાણીતાં થઇ ગયાં. મહિનાની અંદર તો પશ્ચિમ અને દક્ષિણ યુરોપમાં સર્વત્ર તેની વાત ફેલાઈ ગઈ. લ્યૂથરને પોતાને એની ખપત જોઇને આશ્ચર્ય ઉપજ્યું. પરિણામે "ક્ષમાપત્રો"નું વેચાણ ઘણું જ કમી થઈ ગયું. આવકનું એ જબરૂં સાધન આમ ગુમાવાતું જોઇને કોઇએ આ લખાણોની નકલ રોમ મોકલાવી. પોપે પ્રથમ તો આ વાતને નજીવી ગણી, અને મઠાધ્યક્ષને મઠના સાધુઓ ઉપર વધારે નજર રાખવાની એણે તાકીદ આપી. પરન્તુ આ વાત કંઈ સહેલી નહોતી. ટેટ્ઝલે એક

મિત્રનો સહકાર મેળવીને લ્યૂથરનાં લખાણોના જવાબ આપ્યા. લ્યૂથરે તેના વળતા જવાબ આપ્યા. આ પ્રમાણે ખૂબ લખાપટ્ટી ચાલી. આ બધું ૧૫૧૭ માં બન્યું. ઈ. સ. ૧૫૧૮ માં ઑગસ્ટાઈન સંપ્રદાયના સાધુઓની સભામાં એના વિચાર ખૂબ ચર્ચાયા. એને જરા આશ્ચર્ય એ લાગ્યું કે એના કેટલાક સાથીઓને પણ એના વિચાર માન્ય ન હતા. સભા ખતમ થયા બાદ વિટેનબર્ગ જઈને એણે પ્રતિપક્ષીઓને રદિયા રૂપે બીજાં લખાણો લખ્યાં. આ બધાંને પરિણામે "ક્ષમાપત્રો"નું વેચાણ તો જાણે પડી ભાંગ્યું. આવકનું આવું મજબૂત સાધન જતું રહેવા માંડતાં ખળભળાટ ઘણો થયો. લ્યૂથરને અટકાવવો જોઈએ એમ પાદરીઓને લાગ્યું. એને રોમમાં હાજર રહેવાનું ફરમાન મળ્યું. જાય તો દેહાન્તની શિક્ષા માટે તૈયાર રહેવાનું; ન જાય તો ઉપરી સત્તાનો અનાદર ! પણ આ ફરમાનને વિટેનબર્ગની યુનિવર્સિટી ઉપર હુમલા રૂપે ગણી શકાય એમ હતું. સૅક્સનીના રાજાને તેમ જ જર્મનીના શહેનશાહને તે હુમલારૂપે જ જણાયું. આથી પોપને એ ફરમાન રદ કરવું પડ્યું, અને લ્યૂથરે પોપના પ્રતિનિધિ આગળ અમુક સ્થળે હાજર રહેવું એવી ગોઠવણ થઈ. આ મેળાપનું કંઈ ફળ આવ્યું નહિ. એ મેળાપ પૂરો થયા પછી લ્યૂથરે બે લખાણો લખ્યાં, અને જર્મનીના લોકોને પણ હંમેશની રીત પ્રમાણે એણે મેળાપની હકીકતથી વાકેફ કર્યા. લોકોની એના તરફ ખૂબ લાગણી થઈ. એક ધાર્મિક પુરુષ, એક વિદ્વાન્ પ્રોફેસરને ફરમાવવામાં આવે કે 'તમારા શબ્દો

તમે પાછા ખેંચી લો, અને હવેથી એવું લખશો નહિ' એ લોકોને ઘણું વધારે પડતું લાગ્યું. ફ્રેડરિકની લાગણીઓ પણ એ બાબતમાં એવી જ હતી, અને જે માણસને લીધે પોતાની યુનિવર્સિટીની કીર્તિ વધી હતી તેને બચાવવાનો એણે નિશ્ચય કર્યો. આ કારણથી પોપના પ્રતિનિધિનું લ્યૂથર વિરુદ્ધનું શાસન પાછું ખેંચી લેવામાં આવ્યું, અને પોપે કોઈ બીજો માર્ગ લેવાનો સંકલ્પ કર્યો. એણે પોતાના એક વિશ્વાસુ માણસ–મિલટિઝને આ બાબતનો યોગ્ય નીવેડો આણવાને માટે સર્વ સત્તા સાથે વિટેનબર્ગ મોકલ્યો. એ માણસને પોપે કેટલાક કાગળો આપ્યા હતા તે સર્વમાં એણે લ્યૂથરને 'સેતાનકા બચ્ચા' તરીકે ઓળખાવ્યો હતો. એણે પોતે થોડાક મહિના ઉપર જ લ્યૂથરને પત્ર લખેલો તેમાં 'મેરા પ્યારા બચ્ચા' એમ લખેલું તે વાતની પાછળથી એને કદાચ વિસ્મૃતિ થઈ હશે!

**સમાધાનની વાતો**

મિલટિઝને જણાયું કે ધાર્યા કરતાં વાત ઘણી વધારે મોટી થઈ ગઈ હતી. એક હઠીલા સાધુને ઠેકાણે લાવવાનું કામ એને નહોતું કરવાનું, પણ એક જાગ્રત્ થયેલી પ્રજાનો સામનો એણે કરવાનો હતો. ટેટ્ઝલ અને લ્યૂથર બન્નેને પ્રથમ ખાનગી રીતે મળવાની એની ધારણા હતી. એનો આગમનહેતુ પછી વ્યક્ત કરવાનો એનો મનસુબો હતો. ટેટ્ઝલને તો એનાથી મળાયું જ નહિ. બીચારાને પોતાના મઠની બહાર નીકળતાં પણ બ્હીક લાગતી હતી! લ્યૂથરની સાથે એને ઘણા

મેળાપ થયા. એણે કામ એવી કુનેહથી લીધું કે પોપનું માન જળવાય એવી સમાધાનની શરતો લ્યૂથરને પણ કબૂલ કરવી પડી. 'પોતાના ઉપર ફરીથી હુમલો ન થાય તો એ ક્ષમાપત્રોની બાબતમાં કંઈ પણ હવે લખવું નહિ' એટલે સુધી પણ કબૂલ કરીને લ્યૂથરે સમાધાનવૃત્તિ દાખવી. પણ પાદરીઓએ મિલટિઝને જોઈએ તેવો ટેકો આપ્યો નહિ એટલે એ સમાધાનની વાત પડી ભાંગી. 'એક' નામનો સાધુ જાહેર ચર્ચા કરીને લ્યૂથરને પરાસ્ત કરવાની નેમ રાખતો હતો તેના ઉપર એ પાદરીઓનો વધારે વિશ્વાસ બેઠો.

શાસ્ત્રાર્થના વાદવિવાદ

એ 'એક' સાથેનો લ્યૂથરનો મેળાપ ૧૫૧૯ ના જૂનમાં થયો. 'એક' વાદવિવાદમાં કુશળ હતો. તેનો હેતુ એવો હતો કે લ્યૂથરને વાદવિવાદમાં ગૂંચવીને એના અભિપ્રાય જૉન હસ નામના અગાઉ (૧૩૭૩-૧૪૧૫) થઈ ગયેલા સુધારક પાદરી જેવા હતા એમ ઠોકી બેસાડવું, એટલે હસના જેવી જ-કારાગૃહનિવાસની અને અગ્નિદાહની શિક્ષા એને પણ થઈ શકે. આ નેમમાં તે ફાવ્યો. મેળાપનું સ્થળ લીપઝિક હતું ત્યાંથી વિજયવંત રીતે એ પાછો ફર્યો, અને લ્યૂથર ત્યાંથી વિટેનબર્ગ ગયો તે વખતે ઘણો ખિન્ન જણાતો હતો. ધારા પ્રમાણે આ વખતે પણ એણે ચર્ચાનો હેવાલ પોતાના દેશબંધુઓની જાણ માટે પ્રકટ કર્યો, તેનું પરિણામ એના ધાર્યા કરતાં પણ વધારે સચોટ આવ્યું. એના પોતાનાં વિચાર એને

વિશેષ સ્ફુટ થયા અને લોકોની એને સહાનુભૂતિ મળી એની ગ્લાનિ દૂર થઈ ગઈ લખાણ પર લખાણ એના તરફથી પ્રકટ થવા માડ્યા, અને રોમની વિરુદ્ધના જર્મન બળવાનો એ આગેવાન થઈ પડ્યો

**પોપનુ ફરમાન**

એ દરમ્યાન રોમમા પોપે 'એક' સાધુને ટ્યૂથર સામેનુ બહિષ્કારનુ ફરમાન પોપની પોતાની તરફનુ તૈયાર કરવાનુ કામ સોપ્યુ લ્યૂથર તો તેની ગડ જ જોઈ રહ્યો હતો યુનિવર્સિટીમા જાહેર ખબર મૂકીને વિટેનબર્ગના વિદ્યાર્થીઓને એણે આમત્રણથી ભેગા કર્યા, અને તેઓની સમક્ષ ઈ સ ૧૫૨૦ની ૧૦મી ડિસેમ્બરે પોપનુ આવેલુ ફરમાન એણે બાળી નાખ્યુ * રોમનો છેલ્લો વજ્રનિપાત આમ નિષ્ફળ ગયો! જર્મનીના શહેનશાહને અરજ કરવા સિવાય, પાર્થિવ સત્તાનો આશ્રય શોધ્યા સિવાય બીજુ કઈ પોપથી થઈ શકે એવુ રહ્યુ નહોતુ, એટલે એ બાબતની અરજી એકદમ તૈયાર કરવામા આવી

**વર્મ્સની સભા**

એ વખતે જર્મનીમા ચાર્લ્સનો શહેનશાહ તરીકે અભિષેક તરતનો જ થયો હતો (૧૫૨૦) ઈ સ ૧૫૨૧ની જાન્યુઆરીમા વર્મ્સ નગરમા જર્મન સભા મળી પોપે શહેનશાહની પાસે બે માણસો

* આ બનાવ અને એની પછીના લ્યૂથરની તપાસના યાદગાર બનાવનુ વધારે વિસ્તૃત વિવેચન આ પછીના પ્રકરણમા થશે.

મોકલ્યા હતા તેમાંના એકનું નામ એલિયેન્ડર. સભાનો કાર્યક્રમ મોટો હતો, પણ જે એક વાત સર્વના મગજમાં ઘુમાયાં કરતી હતી તે લ્યૂથરની હતી. ચાર્લ્સને એલિયેન્ડરે સમજાવ્યા, પણ એકદમ લ્યૂથર વિરુદ્ધ વગર તપાસે ફરમાન કાઢવાની એમની ઇચ્છા ન જણાઈ. એમણે સૅકસનીના રાજાને લખ્યું પણ હતું કે લ્યૂથરને જર્મન સભા સમક્ષ તપાસને માટે તમે લઈ આવો. પછી ધીરે ધીરે એમને લાગવા માંડ્યું કે એ હાજર ન રહે તો પણ એને શિક્ષા ફરમાવવામાં કંઈ વાંધા જેવું નથી. સભાનાં માણસો વિમાસણમાં પડ્યાં હતાં, તેમણે આખરે કંઈક નિર્ણય કીધો અને શહેનશાહને અરજ કરી કે “અમારી મંજૂરી વગર લ્યૂથર વિરુદ્ધનું કોઈ રાજશાસન આપ કાઢી શકો નહિ; અને મુસાફરી દરમ્યાન એની સહીસલામતી માટે ગોઠવણ કરીને એને વર્મ્સમાં બોલાવવો અને એની તપાસ ચલાવવી. પોપની સત્તા વિષેનો પ્રશ્ન પણ એ તપાસ અંગે ઉકેલાવો જોઈએ.” શહેનશાહે લ્યૂથરને સહીસલામતીની બાંહેધરી સાથે બોલાવવાની હા પાડી, પણ પોપની સત્તાનો પ્રશ્ન એની સાથે ગુંચવી ન દેવો એવો નિર્ણય પોતે આપ્યો. લ્યૂથરને આમ બોલાવવાનું એણે કબૂલ્યું તો ખરૂં, પણ પછી એને પસ્તાવો થયો હોય એમ જણાય છે. લ્યૂથરની હાજરીની જરૂર નથી એમ એને લાગ્યું. વગર તપાસે એને શિક્ષા ફરમાવાય તેને માટે એણે પ્રયત્ન કર્યો. લ્યૂથર વિરુદ્ધનું એક શાસન ઘડાયું હતું (૧૫ મી ફેબ્રુઆરીએ)

તે સભાએ મજુર ન કર્યું થોડા દિવસ રહીને બીજુ શાસન ઘડાયુ તેમા લ્યૂથરના પુસ્તકો બાળી નાખવાનુ ફરમાન હતુ સભાએ પાટો વાધો ઉડાવ્યો. છેવટે, સહીસવામતીની બાહેધરી મોકલ્યાને ચાર દિવસ થયા પછી શહેનશાહે બીજી વખતના શાસનમા ફેરફાર કર્યા, લ્યૂથરના પુસ્તકો જપ્ત કરવા (બાળવા નહિ) એટલો સુધારો કર્યો, અને સભાને પૂછ્યા વગર પોતાની સત્તાને આધારે એ શાસન એણે પ્રસિદ્ધ કર્યું. લ્યૂથર પોતાને સ્થાનકેથી નીકળી ચૂકયો ત્યાર પછી આ શાસન એને ગભરાવવાને માટે એના માર્ગ ઉપર ઠેર ઠેર લગાડી દેવામા આવ્યુ હતુ વર્મ્સની સભામા હાજર રહેવાનુ એ માડી વાળે એટલા માટે બીજી પણ કઇ કઇ યુક્તિઓ રચવામા આવી હતી પણ એનો સભામા હાજર રહેવાનો નિશ્ચય અડગ હતો અને કશાથી એ ગભરાયો નહિ ૧૬ મી એપ્રિલે એ વર્મ્સ નગરમા પહોચ્યો લોકોના ટોળા એને પ્રોત્સાહન આપી રહ્યા હતા ૧૭ મીએ સભા સમક્ષ એને હાજર રહેવાનુ હતુ, અને ચોક્કસ સવાલના જવાબ સિવાય એ કઇ પણ વધારે બોલવા જાય તો એને એમ કરતો અટકાવવો એ બાબતની ચોકસી રાખવામા આવી હતી અમુક પુસ્તકોના સમ્બન્ધમા એને પૂછવુ કે "આ પુસ્તકો તમે લખ્યા છે કે નહિ?" એ પ્રશ્નનો જવાબ હકારમા આવે તો બીજો પ્રશ્ન એ પૂછવો કે "જે કઈ તમે લખ્યું છે તેને તમે વળગી રહેવા માગો છે કે તે પાછુ ખેચી લો છો?' આ પ્રમાણે સવાલો એને પૂછાયા.

પહેલા સવાલનો જવાબ એણે તરત જ હકારમાં આપ્યો, પણ બીજા સવાલનો જવાબ આપવાને માટે તૈયારી કરવાનો એણે વખત માંગ્યો. લ્યૂથરને સાંભળવાની શહેનશાહની ઇચ્છા નહોતી, પણ સભાની તો ઘણી ઇચ્છા હતી, તેથી એની માંગણી સ્વીકારવામાં આવી. આવી રીતે એને ન બોલવા દેવાનું કાવત્રું એણે નિષ્ફળ કરી નાંખ્યું. ૧૮ મીએ બીજી વાર એ સભા સમક્ષ હાજર થયો, અને તે વખતે એણે જે ભાષણ કર્યું તેણે શ્રોતાજનોને સ્તબ્ધ કરી નાંખ્યા. છેવટે સભામાં સ્પેઇનના કેટલાક સભ્યો હતા તેમણે એને ધમકી આપી. જર્મનો એની આસપાસ વીંટળાઈ વળ્યા અને એને સાચવીને ઘેર લઈ ગયા. બીજે દિવસે (૧૯ મી એપ્રિલે) શહેનશાહે રાજ્યમાંથી લ્યૂથરને બરતરફ કરવાની પોતાની અભિલાષા જણાવી અને પોતાના વિચારો દર્શાવનારૂં એક નિવેદન સભા સમક્ષ વાંચી સંભળાવ્યું. સભાએ વાંધો ઉઠાવ્યો અને લ્યૂથર તથા સભાના કેટલાક ચૂંટાયલા સભ્યોની એક કૉનફરન્સ મેળવવાની માંગણી કરી. કૉનફરન્સો મળી, પણ તેનું કંઈ ફળ આવ્યું નહિ. લ્યૂથરને વર્મ્સ છોડીને વિટેનબર્ગ પાછા જવાનો હુકમ મળ્યો. એને અપાયલી સહીસલામતીની બાંહેધરી ૧૬ મી એપ્રીલ પછી એકવીસ દિવસ પહોંચતી હતી. પછી પાખંડી તરીકે એને પકડી શકાય, અને એનો વધ પણ કરી શકાય. આ હુકમનો ખરડો ઘડીને તે પ્રસિદ્ધ કરવાનું જ બાકી રહ્યું હતું. દિવસ પર દિવસ જવા લાગ્યા પણ એ

હુકમ પ્રકટ થયેલો જોવામાં આવ્યો નહિ. ઓચિન્તા વર્મ્સમાં એવા સમાચાર ફેલાઇ વળ્યા કે લ્યૂથર ગુમ થઈ ગયો છે, અને એ ક્યાં છે તે કોઈ જાણતું નથી. કોઇ ખાણમાં કટારથી ભોંકાઈ ગયેલું એનું શબ પડયું છે એવી વાત ઊડી. આ સમાચાર જર્મનીમાં અને જર્મની બહાર પણ પ્રસરી ગયા, અને પોપનાં માણસોએ એને મારી નાંખેલો એમ ધારવામા આવ્યું. વર્મ્સમાં લોકોનો ગુસ્સો ઉગ્ર બનતો જતો હતો. હુલ્લડની તૈયારીઓ થઈ રહી હતી. લ્યૂથર સમ્બન્ધી ખરી વાત લાંબા વખત સુધી લોકથી અજાણી રહી. ખરી વાત એ હતી કે લ્યૂથર સાથેની કૉનફરન્સો નિષ્ફળ ગયા પછી સૅકસનીના રાજાએ પોતાના બે સચિવોને સોંપ્યું હતું કે લ્યૂથરને પોતાને પણ ક્યાં જવાનું છે તેની ખબર પડવા દીધા વિના કોઇ સહીસલામત સ્થાનકે લઈ જવો. ફ્રેડરિકને પોતાને ઘણાં અઠવાડિયાં પછી જ ખબર પડી કે લ્યૂથર વૉર્ટબર્ગના પોતાના જ કિલ્લામાં સલામત છે. લ્યૂથર આમ ગુમ થયો તેથી લોકનાયક એ મટી ગયો એમ નહોતું. રોમની સામે હવે સુવ્યવસ્થિત પ્રજાકીય સામનો થવા માંડ્યો એટલું જ એ બનાવથી સૂચવાતું હતું.

સકસનીનો રાજા અને બીજા અગત્યના સભાસદો વર્મ્સમાંથી ગયા ત્યાર પછી જ— ઠેઠ મે માસની ૨૫ મી તારીખે લ્યૂથર વિરુદ્ધનો હુકમ સભાના

લ્યૂથરનો એકાન્તવાસ

થોડાક સભ્યોની હાજરીમાં વાંચી સંભળાવાયો. લ્યૂથર

તરફ સહાનુભૂતિ રાખનારાઓને પણ એમાં ઉચ્છેદની ધમકી આપવામાં આવી હતી. આ હુકમ બહુ કાળજીથી ઘડવામાં આવ્યો હતો, પણ તે નિષ્ફળ હતો. ૧૫૨૧ના છેવટના ભાગમાં લ્યૂથરના વિચારો આખા જર્મનીમાં મૂંગો મૂંગો પ્રચાર પામતા ગયા. એમાં હુલ્લડનું જોખમ પણ સાથે રહેતું જ હતું. લ્યૂથર વૉર્ટબર્ગના કિલ્લામાં એકાન્તવાસ સેવતો હતો તે દરમ્યાન વિટેનબર્ગમાં જ મહાપરિવર્તનની શરૂઆત થઈ. લ્યૂથરને પણ ભય લાગ્યો, અને સકસનીના રાજાની પણ એને સૂચના મળી એટલે એકાન્તવાસમાંથી બહાર નીકળીને પોતાના નગરજનો આગળ એ હાજર થયો. એની હાજરી અને એના પ્રયત્નથી શાન્તિ સ્થપાઈ, અને સુધારાનો પ્રચાર વધારે શાન્ત સ્વરૂપ પકડતો ગયો. આ અને આની પછીનાં કેટલાંક વર્ષો દરમ્યાન લ્યૂથર એ જ જર્મન પ્રજાનો ખરો આગેવાન હતો, અને ૧૫૨૫માં ખેડૂતોનો બળવો ન જાગ્યો હોત તો સર્વત્ર ક્રમિક સુધારણા થતી હોવાનાં ચિહ્ન જણાતાં હતાં.

# ૪

**વહ્નિદાહ**

૧૫૧૭ના અકટોબર માસની છેલ્લી તારીખે ટેટ્ઝલને એણે પહેલું જાહેર આહ્વાન આપ્યું ત્યારથી જે વાંધાઓ અને વાદવિવાદો શરૂ થયા તે ચાલુ જ રહ્યા. એ અગ્નિ વધારે વધારે ફેલાતો ગયો, એની જ્વાળાઓ વધારે વધારે ઉંચે ચઢતી ગઈ. આખરે એ અગ્નિએ હોલવાય નહિ એવું પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું. એ અગ્નિ આખા જગત્ પર વીંટળાઈ વળ્યો. લ્યૂથરના અંતરની ઈચ્છા તો એટલી જ હતી કે આ અને એવા બીજા કેટલાક અનર્થો દૂર કરાવવા. ધર્મના વિષયમાં કોઈ જૂદો પક્ષ ઊભો કરવો કે પોપની સામે બળવો ઉઠાવવો એવા વિચાર તો અત્યાર સુધી એના મનમાં આવ્યા જ નહોતા. તે વખતના પોપ લિયોને આ મઠની કે એના વિચારો કે ઉપદેશની કંઈ પડી નહોતી. છતાં એના નામની જે ધાંધલ મચી રહી હતી, જે શોરબકોર થઈ રહ્યો હતો તે તો એને અટકાવવો જ હતો. ત્રણ વર્ષના ગાળામાં જાત જાતના નરમ ઉપાયો એણે અજમાવી જોયા, પણ તે નિષ્ફળ ગયા. છેવટે આ સઘળી પંચાતનો અન્ત વહ્નિ વડે લાવવાનું એણે યોગ્ય ધાર્યું.

લ્યૂથરનાં લખાણોને જલ્લાદને હાથે બાળી મૂકાવવાં અને લ્યૂથરના શરીરને બાંધી જકડીને રોમ લઈ આવવું–એવા જ કોઈક હેતુને માટે–એમ એણે નક્કી કર્યું. આગલા સૈકામાં 'હસ' નામના પાદરીને, 'જેરોમ' નામના પાદરીને * એવું જ કરીને એ લોકોએ વાતનો છેડો આણ્યો હતો. ટૂંકી દલીલ–વહ્નિ. બીચારો 'હસ'! કૉન્સ્ટન્સની સભામાં જાતજાતનાં વચનો આપીને એને લઈ ગયેલા, સહીસલામતીની બાંહેધરીઓ આપેલી. એ માણસ સાચા દીલનો હતો, હુલ્લડખોરો નહોતો. લઈ જઈને તરત જ એ લોકોએ 'ત્રણ ફુટ પહોળી, છ ફુટ ઉંચી, સાત ફુટ લાંબી' પત્થરની કોટડીમાં એને નાંખ્યો. એનો જે સાચો અવાજ તેને આ જગત પરથી સળગાવી મૂક્યો, ભડભડતા વહ્નિ અને ધુમાડાના ગોટામાં એ અવાજને તેઓએ ગુંગળાવી નાંખ્યો. એ કંઈ સારૂં નહોતું કર્યું!

કોપવહ્નિ

લ્યૂથરે પોપની સામે ચોક્કસ બંડ જ ઉઠાવ્યું તેને માટે હું તો એને ક્ષમા આપું છું. એ ભલા માણસે પોતાનું વહ્નિનું ફરમાન કાઢીને વર્તમાન જગતનો જે બહાદુરમાં બહાદુર માણસ તેના હૃદયમાં ઉમદા અને ન્યાયયુક્ત કોપનો વહ્નિ પ્રકટાવ્યો હતો. નમ્રમાં નમ્ર, શાન્તમાં શાન્ત, તેવો જ બહાદુરમાં બહાદુર. એવા આત્માનો ઉગ્ર કોપ હવે પ્રકટ્યો હતો. 'આ મારા

*આ બે પાદરીઓના કરુણ વૃત્તાન્તને માટે જૂઓ પ્રકરણને છેડે આપેલું ટિપ્પણ: પૃ. ૧૪૮

શબ્દો, સત્ય અને સૌમ્યતાથી ભરેલા, પૃથ્વી ઉપર પ્રભુનું સત્ય ફેલાવવાના હેતુથી અને માનવ આત્માઓનો ઉદ્ધાર કરવાના હેતુથી નિર્બળ માનવતાની અલ્પ શક્તિ પ્રમાણે ઉચ્ચારાયલા મારા શબ્દો, તેનો તમે પૃથ્વી ઉપરના પ્રભુના પ્રતિનિધિ થઈને જલ્લાદ અને વહ્નિ વડે જવાબ આપો છો? એ શબ્દો પ્રભુનો સંદેશ તમને પહોંચાડવાનો પ્રયત્ન કરી રહ્યા તે બદલ મને અને મારા શબ્દોને બાળી નાંખવાને તમે તૈયાર થાઓ છો? તમે પ્રભુના પ્રતિનિધિ નથી. મને લાગે છે કે તમે પ્રભુના નહિ, પણ કોઈ બીજાના ઉપાસક છો. હું તમારા એ ફરમાનને ચર્મપત્ર પર ચીતરાયલું જુઠાણું ગણું છું, અને એને બાળી નાંખું છું. હવે તમને જે ઠીક લાગે તે તમે કરી શકો છો. હું જે કરૂં છું તે આ છે.– ૧૫૨૦ના ડિસેમ્બરની ૧૦મી તારીખે, આ પ્રકરણ શરૂ થયું તેને ત્રણ વર્ષ થયાં પછી, લ્યૂથરે માણસોની મોટી મેદની સમક્ષ વિટેનબર્ગના એલ્સ્ટર–દરવાજા આગળ પોપનું વહ્નિ–ફરમાન બાળી નાંખવાનું ક્રોધી પગલું ભર્યું. વિટેનબર્ગના લોકો જોઈ રહ્યા. તેઓએ પોકાર કર્યો. આખું જગત્ જોઈ રહ્યું. પોપે આ પોકાર નહોતો ઊડવા દેવો જોઇતો! પ્રજાઓની જાગૃતિનો એ પોકાર હતો. શાન્ત જર્મન હૃદય, વિવેકી, ઘણી વાતમાં સહનશીલ,–એ હૃદયથી પણ સહન ન થાય એટલો ભારે બોજો એના પર આવી પડ્યો હતો. ઠાલા વિધિઓ, દંભી પોપવેડા, અને બીજાં જુઠાણાં અને ભ્રષ્ટ તમાશાઓએ ઘણા વખત.

સુધી એકચક્રે રાજ્ય કર્યું હતું. પણ આ સ્થળે આ ઘડીએ એક માણસ એવો મળી આવ્યો કે જે સઘળી પ્રજાને હિંમતથી કહી શકે કે "પ્રભુનું નિર્મેલું આ જગત્ તમાશાઓ ઉપર નથી ટકી શકતું. સત્ય ઉપર જ એનો આધાર છે. જીવન એ મહાન્ સત્ય છે, જુઠાણું નહીં."

સત્યાવલમ્બન

ઉપર જણાવ્યા પ્રમાણે લ્યૂથરને તત્ત્વતઃ આપણે મૂર્તિના ભાંગનારા, મનુષ્યોને સત્ય તરફ પાછાં વાળનારા પયગમ્બર તરીકે જ ગણી શકીએ. સઘળા મોટા માણસો અને ઉપદેશકો એ જ કર્તવ્ય બજાવે છે. હઝરત મહમ્મદ પયગમ્બરે કહ્યું: "આ તમારી મૂર્તિઓ, એ તો લાકડું છે. એના ઉપર તમે મીણ અને તેલ લગાડો છો. માખીઓ એના ઉપર ચોંટી જાય છે. તમને કહું છું કે એ ઈશ્વર નથી. એ તો કાળું લાકડું છે." લ્યૂથરે પોપને કહ્યું: "આ તમારી વસ્તુ, જેને તમે "ક્ષમાપત્ર" કહો છો, એ તો ચીંથરાંના કાગળનો કટકો છે, ઉપર સાહી સાથનો. એ બીજું કંઇ નથી. એ, અને એના જેવું બીજું ઘણું જે છે તે બીજું કંઈ નથી." પાપની ક્ષમા તો એક પ્રભુ જ આપી શકે. પોપસત્તા, પ્રભુના ઉપદેશેલા ધર્મનું, આધ્યાત્મિક વિષયનું વડાપણું એ શું ચીંથરાં અને ચામડાંના ખાલી દેખાવની વસ્તુ છે? એ તો ગંભીર સત્ય છે. પ્રભુનો ધર્મ એ ખાલી તમાશો નથી. સ્વર્ગ અને નરક એ ખાલી તમાશા નથી. એ સત્ય ઉપર મારો આધાર છે. તમે મને ફરજ પાડો છો તો એ સંગીન સત્યનું

અવલંબન કરીને હું અહીં દૃઢતાથી ઊભો રહ્યો છું. એ સત્યનો મારે આધાર હોવાથી હું, એક રંક જર્મન સાધુ, તમારા સહુના કરતાં વધારે બળવાન્ છું. હું એકલો છું, અસહાય છું, પણ પ્રભુના સત્યનો મને આધાર છે. તમે તમારા મુકુટો ને ઝભ્ભાઓ, ને ખજાનાઓ ને શસ્ત્રાસ્ત્રો, આધ્યાત્મિક અને પાર્થિવ વૈભવના વજ્રદંડો છતાં આસુરી જુઠાણાંનો આશ્રય લઈને ઊભા છો, અને મારા જેટલા બળવાન્ નથી.

**વર્મ્સની સભામાં લ્યૂથરની હાજરી**

વર્મ્સની સભા, અને ૧૫૨૧ના એપ્રિલ માસની ૧૭મી તારીખે લ્યૂથરનું એ સભામાં હાજર થવું એ અર્વાચીન યુરોપી ઇતિહાસનો મોટામાં મોટો બનાવ ગણી શકાય. સંસ્કૃતિનો આખો પશ્ચાત્કાલીન ઇતિહાસ જેમાંથી ઉદ્‌ભવ્યો તે બીજરૂપે એ બનાવનું મહત્ત્વ કંઈ જેવું તેવું નથી. દીર્ઘકાળના સંદેશાઓ, ઉત્તરપ્રયુત્તરો, વાટાઘાટો, ચર્ચાઓ એ બધી ધમાલનું છેવટનું પરિણામ આ આવ્યું. જુવાન શહેનશાહ પાંચમો ચાર્લ્સ અને જર્મનીના રાજાઓ, પોપના પ્રતિનિધિઓ, આધ્યાત્મિક અને પાર્થિવ સત્તાધારીઓ સઘળા ત્યાં હાજર થયા હતા. લ્યૂથર ત્યાં હાજર થવાનો હતો, અને પોતાનાં લખાણ પાછાં ખેંચી લેવાને એ ખુશી છે કે નહિ તેનો પોતે જવાબ દેવાનો હતો. દુનિયાનો ભપકો અને સત્તા એક બાજુ પર બેઠાં છેઃ ખાણ ખોદનારા ગરીબ હંસ લ્યૂથરનો

છોકરો, એક રંક માણુસ, માત્ર પ્રભુના સત્યને અવલંબીને બીજી બાજુ પર ઊભો છે. મિત્રોએ હુસની શી વલે થઈ હતી તેનું લ્યૂથરને સ્મરણ કરાવ્યું હતું. એણે સભામાં ન જવું એવી તેઓએ સલાહ આપી હતી. એ સલાહ એને માન્ય નહોતી. મિત્રોની મોટી મંડળી રસ્તામાં એને મળવા આવી હતી. તેઓની ચેતવણીઓ એનાથી પણ વધારે ગંભીર હતી. એનો જવાબ માત્ર આટલો હતો: "છાપરા ઉપર જેટલાં નળિયાં છે તેટલાં આસુરી સત્ત્વો વર્મ્સમાં ભલે ને હોય, હું ત્યાં જઈશ." બીજે દિવસે સવારે સભાના સ્થાન તરફ એ ગયો તે વખતે બારીઓ આગળ અને છાપરાંઓ ઉપર લોકોનાં ટોળેટોળાં એકઠાં થયાં હતાં. એમાંથી કેટલાક ગંભીરતાથી એને પોતાનાં ભાષણો પાછાં ન ખેંચી લેવાનું કહેતા હતા. "જનતા સમક્ષ મારો જે ઈનકાર કરે છે!" એ વચન તેઓ ઉચ્ચારતા હતા. નમ્ર અરજ તરીકે, હૃદયના ઊંડા અભિલાષના વ્યક્ત સ્વરૂપ તરીકેનું એ ઉચ્ચારણ હતું. ખરૂં જોતાં એ શું આપણી પણ અરજ નહોતી? આખા જગતની શું એ અરજ નહોતી? આત્માના અંધારા કારાગૃહમાં પૂરાયલું, શ્યામ ભૂતાવળસમા ઓથારની અસર હેઠળ નિશ્ચેષ્ટ બની ગયેલું, પિતૃપદ ધારણ કરનારા, વડપણની સત્તા ભોગવનારા, મુકુટ ને ઝભાઓવાળા ઓછાયાઓથી અને એવાં અનેક માયાવી તત્ત્વોથી ઘેરાયલું આખું જગત્ લ્યૂથરની પાસે એમજ માંગી રહ્યું હતું કે "અમને છોડાવો. એ તમારેજ હાથમાં છે. અમને

તજશો નહીં !"

લ્યૂથરે આપણને ન જ તજ્યા. એનું ભાષણ બે કલાક પહોંચ્યું. વિનયવિવેકથી ભરેલી, બુદ્ધિના ચમકારવાળી, સત્યતાના સંગીન બળવાળી એની

લ્યૂથરનું ભાષણ

વાણી હતી. જે વ્યાજબી અધિકારથી એની અધીનતા માંગી શકે તેને અધીન, એ ઉપરાંત કોઈને પણ અધીન નહિ એવું એના વ્યક્તિત્વનું વર્ચસ્ હતું. "મારાં જે લખાણો છે તે અંશતઃ મારા પોતાનાં છે; અંશતઃ તે પ્રભુના શબ્દમાંથી—બાઈબલમાંથી પ્રાપ્ત થયેલાં છે. જે મારાં પોતાનાં લખાણો છે તેમાં માનવ નિર્બળતા પેઠી હોય એવો સંભવ છે. કોઈ કમનસીબ સંજોગોમાં ક્રોધનું તત્ત્વ એમાં ઘુસી ગયું હોય; કોઈ પ્રસંગે દૃષ્ટિદોષોને લીધે એમાં અપૂર્ણ, અયથાર્થ, કે વિપરીત દર્શન થઈ ગયું હોય. માનવ જાતની ઘણી અપૂર્ણતાઓ, જે તદ્દન નાબુદ કરી શકાતી હોત તો નિઃસંશય મને ઘણો આનન્દ થાત, તેની અસર એ લખાણો ઉપર ઘણે ઠેકાણે થઈ હોય એ સંભવિત છે. પણ સંગીન સત્ય ઉપર અને પ્રભુના શબ્દ ઉપર જે લખાણનો આધાર છે તે તો મારાથી પાછાં ન ખેંચી લેવાય. એ મારાથી પાછાં ખેંચી લઈ શકાય જ કેવી રીતે?" છેવટે એણે કહ્યું: "શાસ્ત્રનાં પ્રમાણથી અથવા સાદી સીધી ન્યાયની દલીલોથી મારાં એ લખાણોનું તમે ખંડન કરો. તે સિવાય એ લખાણો હું પાછાં ખેંચી શકું જ નહિ. અંતઃકરણની વિરુદ્ધ, અંતરના અવાજની

સામે થઈને કંઈ પણ કરવું એ સલામતીનો માર્ગ પણ નથી, એ ડહાપણભરેલું પણ નથી. આ મારી સ્થિતિ છે. બીજું કંઈ મારાથી થઈ શકે એમ નથી. પ્રભુ મને મદદ કરો!"–આગળ જણાવ્યું તે પ્રમાણે માનવતાના અર્વાચીન ઈતિહાસની એ સૌથી અગત્યની ક્ષણ હતી. પ્યુરિટન ધર્મ, ઈંગ્લાંડ અને તેની પાર્લામેન્ટ, અમેરિકા, અને આ પાછલા સૈકાઓની વિશાળ અને વિવિધ પ્રવૃત્તિઓ: ફ્રાન્સનું રાજ્યપરિવર્તન, યુરોપ અને એની અત્યારની સર્વત્ર ચાલી રહેલી પ્રવૃત્તિ : આ સર્વનું બીજ એ એક જ ક્ષણમાં સમાયલું હતું. એ ક્ષણે લ્યૂથરે કર્યું તેના કરતાં કંઈ જૂદું જ કર્યું હોત તો એ સઘળો ઈતિહાસ ફેરવાઈ જાત. યુરોપી દુનિયા એને પૂછી રહી હતી કે "અસત્યના, અંધિયાર પાણીના જેવી બદબોના, જુગુપ્સાજનક હીણપતભર્યા મૃત્યુના ઉંડા ને ઉંડા ખાડામાં મારે ગબડવાનું છે, કે ગમે તેટલી વેદના વેઠીને પણ મારામાં ભરાયલું અસત્ય કાઢી કરીને મારે સાજા થવાનું અને જીવવાનું છે?"

[જૉન હસ એ બોહીમિયાનો વતની હતો. ધર્મના વિષયમાં સુધારક હતો. વિક્લિફનો શિષ્ય હતો. ઈ. સ. ૧૪૧૪માં કૉન્સ્ટન્સની સભામાં હાજર રહેવાનું ફરમાન એને મળ્યું. સહીસલામતી માટે શહેનશાહની પોતાની બાંહેધરી સાથે એ કૉન્સ્ટન્સમાં પહોંચ્યો. ત્યાં કોઈ બહાનું કાઢીને એને કેદમાં નાંખ્યો. તપાસ ચાલી તે દરમ્યાન વકીલની મદદ પણ એને ન લેવા દીધી. એ બચાવ કરવા [illegible]

કરી મૂકયો. એનું ભાષણ કોઇએ સાંભળ્યું નહિ. એને અધવચથી ભાષણ બંધ કરવું પડયું. "આવી સભામાં વધારે વિવેક, સૌજન્ય, અને શાન્તિની મેં આશા રાખી હતી" એટલું જ એણે કહ્યું. પછીના ઠરાવને દિવસે શહેનશાહની પોતાની હાજરીને લીધે કામ જરા દેખાવ પૂરતું વધારે વ્યવસ્થિત ચાલ્યું. અન્તિમ નિર્ણય સભાએ એવો કર્યો કે (૧) જે લખાણ સભાને વાંધાભરેલાં લાગ્યાં તે બદલ પોતાની ભૂલ હસે નમ્રતાથી સ્વીકારવી; (૨) એવો ઉપદેશ ફરીથી ન આપવાની પ્રતિજ્ઞા લેવી; (૩) જાહેર રીતે એ ઉપદેશો એણે પાછા ખેંચી લેવા. એણે ના કહી, એટલે એને ગુન્હેગાર ઠરાવી બોહીમિયા જવા પણ ન દેતાં દેહાન્તનો દંડ કરવો એવો મત (પોતે જાતે સહીસલામતીની બાંહેધરી આપી હોવા છતાં) ખુદ શહેનશાહે પણ આપ્યો. પછી ચાર અઠવાડિયાં સુધી હસના નિશ્ચયને ડગાવવાના ચાલુ પ્રયત્નો થયા, પણ એ ડગ્યો નહિ. આખરે છઠ્ઠી જુલાઇને દિવસે શહેનશાહ અને સભાના તમામ સભ્યોની હાજરીમાં એને શિક્ષા ફરમાવવામાં આવી. એણે એ ત્રણ વાર જવાબ આપવાના પ્રયત્ન કર્યા, પણ કોઇએ એને સાંભળ્યો નહિ. છેવટે એણે મૂંગી પ્રાર્થના કર્યાં કીધી. બધાં હાજર રહેલાં માણસોએ એના આત્માને સેતાનને હવાલે કર્યો. એણે હાથ જોડીને અને ઊંચી નજર કરીને પોતાનો આત્મા ઇસુ ખ્રિસ્તને સોંપ્યો. પછી એનું શરીર જલ્લાદને સ્વાધીન કરી દેવામાં આવ્યું, અને સભાએ જાણે કંઈ બન્યું જ ન હોય તેમ એની પછીનો કાર્યક્રમ હાથમાં લીધો! એને વધસ્તંભ સાથે બાંધવામાં આવ્યો, ચિતા ખડકાવવામાં આવી. 'હજી તારાં ઉપદેશવચનો તું પાછાં ખેંચી લે છે?' એવું એને પૂછવામાં આવ્યું. એણે ઉત્તર આપ્યો કે જે ધર્મપુસ્તક મેં (ભાષાન્તર રૂપે) લખ્યું છે;

શીખવ્યું છે, અને ઉપદેશ્યું છે તેના સત્યમાં રહ્યો રહ્યો હું અત્યારે આનન્દથી મોતને સ્વીકારૂં છું." ચિતા સળગી, અને તેના ધુમાડામાં એનો અવાજ ગુંગળાઈ ગયો. એની ભસ્મ પણ લઈ લેવામાં આવી અને તે નદીમાં પધરાવવામાં આવી. એનો અવશેષ પણ ભૂમિ પર ન રહેવો જોઇએ એ વિચારથી એમ કરવામાં આવેલું. એનાં પુસ્તકો તમામ બાળી મૂકવામાં આવેલાં એમાં તો કહેવાપણું જ શું હોય? મૃત્યુ વખતે એની ઉમ્મર ૪૨ વર્ષની હતી. ધર્મસુધારણાની જ્યોત વિક્લિફની પ્રકટાવેલી લ્યૂથર સુધી પહોંચાડવામાં વચગાળામાં એનું પણ મહત્ત્વનું સ્થાન હતું. એની વીરતા, સત્યતા અને સ્વતંત્રતા માટેનું એનું સ્વાર્પણ એને માટે અત્યંત માન ઉપજાવે એવાં છે (૧૩૭૩–૧૪૧૫).

જેરોમ એ હસનો મિત્ર હતો. ઉમ્મરમાં એ હસના કરતાં નાનો હતો. વક્તૃત્વમાં એ હસનાથી ચઢી જાય એવો હતો. એનો જન્મ પ્રેગમાં થયો હતો. પ્રેગમાં, ઑક્સફર્ડમાં, પૅરિસમાં, હીડલબર્ગમાં, અને કોલોનમાં એ ભણ્યો હતો. રખડાઉ જીવન એને પસંદ હતું એમ જણાય છે. ઑક્સફર્ડમાં હતો ત્યારથી વિક્લિફનો એ પૂજક બન્યો હતો. એ કારણથી જ પૅરિસની યુનિવર્સિટીમાં એ ગયો ત્યારે ત્યાંના ચૅન્સેલરની સાથે એને તકરાર થઈ હતી. પ્રેગમાં એના વિચારો લોકપ્રિય થઈ પડ્યા હતા. વિક્લિફની છબી એના ઓરડામાં એ રાખતો તેથી જૂના સંપ્રદાયના પાદરીઓ એના પર બહુ ચીડવાતા. એના વિક્લિફ પ્રત્યેના પૂજ્યભાવને લીધે અને એનાં વિક્લિફ મતને અનુસરનારાં ભાષણોને લીધે પ્રેગના આર્ચબિશપ (ધર્માધિકારી) પણ એના ઉપર ખૂબ ચીડવાતા. પ્રેગથી એ ઑફન ગયો. ત્યાં હંગેરીના રાજા સિજિસમંડ (જેણે હસની તપાસમાં ભાગ લીધેલો અને હસને

સહીસલામતીની જૂઠી બાંહેધરી આપેલી તે) રહેતા હતા. પ્રેગના આર્ચબિશપે એ રાજા ઉપર કાગળ લખ્યો તેમાં જેરોમ ઉપર આરોપ મૂકવામાં આવ્યા હતા. રાજાજ્ઞાથી જેરોમને કેદ કરવામાં આવ્યો, પણ એમ જણાય છે કે થોડી વારમાં એને છૂટો કરવામાં આવ્યો હતો. વિયેનામાં એ પહોંચ્યો ત્યાં આગળ ધર્માધિકારીઓ આગળ તપાસને માટે એને ઊભા રહેવું પડ્યું. પાખંડ મત ધરાવ્યાનો એના ઉપર આરોપ હતો. તપાસ પૂરી થાય ત્યાં સુધી હું વિયેના છોડીશ નહિ એવી એણે પ્રતિજ્ઞા લીધી હતી. છતાં છાનોમાનો એ વિયેનામાંથી પોલ થઈ ગયો, અને બચાવમાં એણે કહ્યું કે 'મારી પાસે પ્રતિજ્ઞા તો બળજબરીથી લેવડાવવામાં આવી હતી.' પછી એનું પ્રેગમાં પાછું જવાનું થયું. પ્રેગના આર્ચબિશપની ઇચ્છા વિરુદ્ધ યુનિવર્સિટીમાં એક સભા મળી, તેમાં એણે અને હસે ક્ષમાપત્રોના વેચાણના જ વિષયમાં વિરુદ્ધ ભાષણો કર્યાં. જેરોમનું જુસ્સાદાર વકતૃત્વ વિદ્યાર્થીઓને હસના વકતૃત્વ કરતાં પણ વધારે ગમી ગયું. વિદ્યાર્થીઓ એટલા ખુશ થઈ ગયા કે સરઘસ કાઢીને તેઓ જેરોમને તેને મુકામે પહોંચાડી આવ્યા. પછી જેરોમ પોલાંડ ગયો. કહે છે કે પોલાંડના રાજાએ એને બોલાવ્યો હતો. એની દરબારી રીતભાત અને એના વકતૃત્વથી પોલાંડમાં પણ એ ઘણો લોકપ્રિય થયો. પણ પાદરીઓ તો હંમેશની પેઠે આ વખતે પણ એની વિરુદ્ધ હતા.

એ અરસામાં જેરોમને ખબર પડી કે એના મિત્ર હસને કૉન્સ્ટન્સની સભા આગળ તપાસને માટે હાજર થવાનું છે. જેરોમે હસને જવાની સલાહ આપી, અને 'તને મદદ કરવાને હું પણ આવી પહોંચું છું' એવું પણ લખ્યું. હસે એને આવવાની ના કહી હતી, છતાં એ પણ ૧૪૧૫ના એપ્રિલની

૪થી તારીખે કૉન્સ્ટન્સ ગયો. કોઇએ એને બોહીમિયા નાસી જવાની સલાહ આપી એટલે એ તરત નાઠો તો ખરો, પણ રસ્તામાંથી જ પકડાઇ ગયો. બેડી પહેરાવીને એને કૉન્સ્ટન્સ લઇ આવ્યા, અને સભાના નિયુક્ત ન્યાયાધીશોની આગળ એની તપાસ ચાલી. કારાગૃહનિવાસ દરમ્યાન એની હિંમત ખૂટી ગઇ. છૂટવાને માટે વિક્લિફ અને હસના સિદ્ધાન્તોનો અસ્વીકાર પણ એણે કબૂલ્યો. હસને દેહાન્ત દંડ થયો ત્યાર પછી એક ઉમરાવને ૧૪૧૫ના ઑગસ્ટની ૧૨મી તારીખે લખેલા કાગળમાં એણે લખ્યું હતું કે "મરનારે (એટલે હસે) ઘણી જૂઠી અને નુકસાનકારક બાબતો લખી હતી." જેરોમે હસના અને વિક્લિફના સિદ્ધાન્તોનો અસ્વીકાર કર્યો તે બાબતનો કોઇને પૂરો વિશ્વાસ બેઠો નહિ. સભાની સામાન્ય સભા આગળ હાજર થવાની એણે માંગણી કરી. એ માંગણી કબૂલ રાખવામાં આવી. એ સભામાં અગાઉના બધા સિદ્ધાન્તો એણે પોતાના તરીકે ફરીથી પ્રતિપાદન કર્યાં. એની તપાસ એક જ દિવસ ચાલી. પાખંડમતાનુયાયી તરીકે એને બાળી મૂકવાની શિક્ષા થઈ. ૧૪૧૬ના મે માસની ૩૦મી તારીખે એ શિક્ષાનો અમલ થયો. દૃઢતાથી એણે મરણ સ્વીકાર્યું.]

## ૫

લ્યૂથરની ધાર્મિક સુધારણા પછી મોટાં મોટાં યુદ્ધો, જાતજાતની તકરારો, અનેક પ્રકારના કુસંપનો ઉદય થયો. એ યુદ્ધો, એ તકરારો, એ કુસંપ વર્તમાન કાળ સુધી ઊતરી આવ્યાં છે, અને હજી પણ એનો અન્ત ઘણો દૂર હોય એમ જણાય છે. એના સમ્બન્ધમાં ઘણી વાતો થાય છે, અનેક પ્રકારના આરોપપ્રત્યારોપ મૂકાય છે. આવા સઘળા બનાવો નથી બન્યા એવું કહેવાય એમ નથી. એ બનાવો ખેદ ઉપજાવે એવા છે એ પણ એટલું જ સત્ય છે. પણ ખરૂં પૂછો તો એ સઘળા બનાવોની સાથે લ્યૂથરને કે એની ધાર્મિક સુધારણાને શી લેવાદેવા છે ? એ સઘળા બનાવોની જવાબદારી સુધારણા ઉપર ઢોળવી એ દલીલ તો જરા વિચિત્ર જણાય છે.

લ્યૂથરસુધારણા

હર્ક્યુલિસે ઑગિયસ રાજાના તબેલાઓ* સાફ કરવાને માટે પાવનકારી સરિતાને એ તબેલાઓમાં વાળી ત્યારે ખચીત આસપાસ બધે ખૂબ જ ગડબડ થઈ હશે, અને ઘણું ઘણું અસ્તવ્યસ્ત થયું હશે;

સુધારણાનાં પરિણામ

પણ મારા મત પ્રમાણે એમાં હર્ક્યુલિસનો વાંક નહોતો. એમાં વાંક તો કોઈ બીજાનો જ હતો! સુધારણા આવે ત્યારે એને રુચે તેવાં પરિણામ પણ એ સાથે સાથે લેતી આવે, પણ સુધારણા આવ્યા વગર તો રહી શકે જ નહિ. સઘળા પોપ અને પોપના હિમાયતીઓ, જે વાંધા કાઢતા હોય, ખેદ દર્શાવતા હોય, કે આરોપ મૂકતા હોય, તેને જગત્‌નો જવાબ એક જ છે, અને તે એ કે "હંમેશને માટે તમારી પોપસત્તા હવે અસત્ય બની છે. ભૂતકાળમાં ગમે તેટલી સારી એ હશે, વર્તમાન કાળમાં ગમે તેટલી સારી તમે એને કહેતા હશો, પણ અમે એને હવે માની શકતા નથી. પ્રભુ તરફથી માર્ગદર્શનને માટે મળેલો અમારા આત્માનો જે જ્યોતિ છે તે અમને 'એ પોપસત્તા ન માની શકાય એવી છે' એમ જ બતાવે છે. અમે એને નહિ માનીએ; અમે એને માનવાનો પ્રયત્ન પણ નહિ કરીએ. એવો પ્રયત્ન કરવાની અમારામાં હિંમત નથી. એ વસ્તુ **અસત્ય** છે. એને સત્ય તરીકે માનવાનો દંભ કરવાની અમે હિંમત કરીએ તો સકળ સત્યના પ્રકાશક પરમાત્માના અમે દ્રોહી ઠરીએ. એ દૂર હો! બીજું ગમે તે એની જગાએ આવે: **એની** સાથે અમારે હવે વહેવાર

*એ તબેલાઓમાં ૩૦૦૦ બળદ હતા. ૩૦ વર્ષ સુધી એ તબેલાઓ સાફ કરવામાં નહોતા આવ્યા. હર્ક્યુલિસે એ તબેલાઓમાં નદીનાં જળ વહેવડાવ્યાં. તબેલો સાફ થયો. સુધારાનું કાર્ય આદરતાં પણ એવા ઘણા કચરાને સાફ કરી નાંખવા પડે છે.

હોઈ શકે નહિ !” લ્યૂથર અને એનો પ્રૉટેસ્ટંટ સંપ્રદાય એ આ લડાઈઓ માટે જવાબદાર નથી; જે ખાલી તમાશાઓએ એને વાંધો ઉઠાવવાની ફરજ પાડી તે જ એને માટે જવાબદાર છે. પ્રભુના ઘડેલા માણસને જે કરવાનો હક છે, એટલું જ નહિ પણ એવા માણસની જે કરવાની ફરજ છે તે જ લ્યૂથરે તો કીધું. અસત્ય એની સામે આવીને ઊભું રહ્યું અને એને પૂછવા લાગ્યું કે ‘તમે મને સ્વીકારો છો ?’ ત્યારે એણે હિંમતથી જવાબ આપ્યો કે ‘ના ! હું તને સ્વીકારી શકું નહિ !’ ગમે તેટલા ભોગે–ભોગનો જરા પણ હિસાબ કર્યા વિના, એ કાર્ય એણે કરવા યોગ્ય જ હતું. સંપ, આધ્યાત્મિક તેમ જ પાર્થિવ સુવ્યવસ્થા, પોપસત્તા કે રાજસત્તામાં અગાઉ કદી પણ હતું તેના કરતાં વધારે ઉંચું સત્ય ખચીત જગત્ પર આવવાનું છે; ખચીત જ એવું સત્ય આવશે. પણ ખરી વસ્તુસ્થિતિના મજબૂત આધાર વડે જ, જ્યારે તે આવી શકશે ત્યારે આવશે, અથવા આવશે ત્યારે ઊભું રહી શકશે; અસત્ય અને ખાલી દેખાવ માત્રને આધારે નહિ આવે. જે સંપ અસત્યનું અવલંબન કરીને, જૂઠું બોલવાનું કે આચરવાનું આપણને ફરમાવી રહ્યો છે તે સંપની સાથે આપણે કોઈ જાતનો વહેવાર રાખી શકીશું નહિ. શાન્તિ ? પશુઓની તન્દ્રામાં શાન્તિ છે, મૃત્યુની કબરમાં પણ શાન્તિ છે. ચેતનથી ભરેલી શાન્તિ મેળવવાની આપણે તમન્ના રાખીએ છીએ; અચેતનતાની, જડતાની, મૃત્યુની શાન્તિ આપણે નથી ઇચ્છતા !

છતાં પણ, નવાનાં અપરિહાર્ય કલ્યાણકારક તત્ત્વોનું મૂલ્ય પૂરેપૂરું આંકવા છતાં, જૂનાને અન્યાય આપણે કરીશું નહિ.

પ્રૉટેસ્ટંટ સંપ્રદાય

જૂનું અત્યારે સાચું ન હોય તો પણ એક વખતે તે સાચું હતું. ડૅન્ટીના સમયમાં એ જૂનાને સત્ય તરીકે સત્કાર પામવાને માટે જાતને છેતરનારા કે અન્યને છેતરનારા કોઈ વાક્છલનો આશ્રય લેવો પડતો નહોતો. તે વખતે એ જૂનું સારું હતું. રે ! એના અંતસ્તત્ત્વમાં તો કદી પણ વિનાશ ન પામે એવું સારાપણું જ છે. 'પોપની સત્તા નહિ જોઈએ' એવો પોકાર તો આ સાંપ્રત કાળમાં પણ મૂર્ખાઈભર્યો છે. પોપસત્તા પાછી વધવા પર છે, એ સંપ્રદાયનાં નવાં નવાં દેવળો બંધાય છે એવા એવા વિચાર તદ્દન અર્થ વગરના જ ગણી શકાય. ઘણું વિચિત્રઃ પોપને વડા તરીકે સ્વીકારનારા સંપ્રદાયનાં થોડાંક દેવળોની ગણત્રી કરવી, પ્રૉટેસ્ટંટ સંપ્રદાયના થોડાક વાદવિવાદ સાંભળવા, પોતાને પ્રૉટેસ્ટંટ કહેવડાવતો ઊંઘ આણી દે એવો ખાલી ગણગણાટ સાંભળવો, અને એકદમ કહેવું કે "જુઓ, પ્રૉટેસ્ટંટ સંપ્રદાય નાશ પામ્યો છે! પોપનો સંપ્રદાય એનાથી વધારે જીવતો છે, એની પછી પણ જીવતો રહેશે" આ કેવું વિચિત્ર! પોતાને પ્રૉટેસ્ટંટ કહેવડાવનારા ઘણાએ ખાલી ગણગણાટો શમી ગયા. એ મરી પરવાર્યા, પણ પ્રૉટેસ્ટંટ સંપ્રદાય મરી પરવાર્યો તો મેં હજી સુધી નથી જાણ્યો! આપણે જોઈશું તો જણાશે કે એ પ્રૉટેસ્ટંટ સંપ્રદાયે જ વર્તમાન કાળમાં ગેથે,

નેપોલિયન, જર્મન સાહિત્ય, ફ્રાન્સનું પરિવર્તન એ સર્વ ઉત્પન્ન કર્યું છે. એ સઘળાં ચેતનનાં ચિહ્નો કંઈ ઉપેક્ષા કરવા યોગ્ય તો ભાગ્યે જ કહેવાય! રે! પ્રૉટેસ્ટંટ સંપ્રદાય સિવાય સચેત જ અત્યારે બીજું શું છે? બીજાં સઘળાંમાં જે ચેતન અત્યારે જણાય છે તે વીજળીના બળથી જ અણાયલું હોય તેવું છે—સુખકર અને સ્થિર પ્રકારનું એ ચેતન નથી!

પોપનો સંપ્રદાય નવાં દેવળો બાંધી શકે છે. ફાવે તેટલાં દેવળો એ ભલે બાંધે! ભૂતકાળના સત્યની અમરતા પોપ સંપ્રદાય એથી કંઈ પાછો આવી શકશે નહિ. ઈસુ ખ્રિસ્તના પહેલાંનો અનેકદેવતાવાદનો સંપ્રદાય જો પાછો આવી શકે તો જ આ પોપ સંપ્રદાય પાછો આવી શકે. અનેક-દેવતાવાદ પણ કેટલાક દેશોમાં હજી નભી રહેલો જોવામાં આવે છે, છતાં એ સંપ્રદાયના પુનરુજ્જીવનનો સંભવ નથી. તે જ પ્રમાણે પોપ સંપ્રદાયના પુનરુત્થાનની પણ શક્યતા નથી. દરિયામાં ભરતી પછી ઓટ આવે છે તેના જેવું આ વસ્તુઓમાં બને છે. આપણે દરિયાનાં મોજાં જોઈએ તો તે કિનારા ઉપર આવતાં ને જતાં આપણને જણાય. કેટલીક મિનિટો સુધી આપણે કહી ન શકીએ કે અત્યારે ઓટ છે. અડધા કલાકમાં તમને જણાય કે દરિયાનાં પાણી ક્યાં છે. તે જ પ્રમાણે અડધા સૈકામાં આપણને સમજાય કે પોપનો સંપ્રદાય ક્યાં છે. અરે, બીચારી ઘરડી પોપસત્તાના પુનરુત્થાન સિવાય યુરોપને

અત્યારે બીજી કોઈ દહેશત જ ન હોત તો કેવું સારૂં થાત! એવું પુનરુત્થાન તો અનેકદેવતાવાદના પુનરુત્થાન જેટલું જ અસંભવિત છે.—અને દરિયાનાં પાણી આમ જવાબ કરે તેવું જ આ વસ્તુઓના સમ્બન્ધમાં પણ અને એમાંએ ઘણો અર્થ છે. અનેકદેવતાવાદની પેઠે બીચારી ઘરડી પોપસત્તા હજી પણ કેટલાક વખત સુધી તદ્દન વિનષ્ટ તો નહિ જ થાય, અને ન થવી જોઇએ. જૂનાના અંતરમાં જે કંઇ શુભ તત્ત્વ હોય તે નવાના જીવન-વ્યવહારમાં જ્યાં સુધી પૂરેપૂરૂં ઊતર્યું અને એકરસ થયું ન હોય ત્યાં સુધી જૂનું કદી વિનાશ પામતું નથી. રોમની રીતિ વડે જ્યાં સુધી કોઈ પણ શુભ કૃત્ય કરી શકાતું હશે, અથવા સર્વનો જેમાં સમાવેશ થાય એવે પ્રકારે બોલીએ તો, જ્યાં સુધી એના વડે **ધાર્મિક જીવન** ગાળવાનું શક્ય હશે ત્યાં સુધી, અને ત્યાં સુધી જ, આ કે તે કોઇ ને કોઇ માનવ આત્મા એનો અંગીકાર કરશે, અને એની હયાતીની ચેતનવન્તી સાક્ષી આપતો રહેશે. એટલા વખત સુધી આપણે, જે એનો અસ્વીકાર કરીએ છીએ, તેની દૃષ્ટિ આગળ પણ આપણી અનિચ્છા છતાં એ દૃશ્યમાન રહેશે. આપણે પણ આપણા જીવનવ્યવહારમાં એની અંદર રહેલા તથ્યાંશનો પૂરેપૂરો સ્વીકાર કરીશું ત્યાર પછી જ એનો અન્ત આવશે. એવી સ્થિતિ આવ્યા પછી કોઈ પણ માણસનો મોહ એમાં રહેશે નહિ. ત્યાર પહેલાં રહેશે. એ વસ્તુ અત્યારે ટકી રહી છે તે પણ અમુક હેતુની સિદ્ધિને માટે. જ્યાં સુધી

એનાથી ટકી શકાય ત્યાં સુધી જ એ ટકી રહેશે !

લ્યૂથરની મહત્તા

લ્યૂથરની સુધારણાને પરિણામે આ સઘળી લડાઈઓ થઈ અને રક્તપાત થયો. તેના સમ્બન્ધમાં એક વાત ખાસ લક્ષ ખેંચે છે, અને તે એ કે જ્યાં સુધી એ જીવતો રહ્યો ત્યાં સુધી એમાંની કોઈ પણ લડાઈ શરૂ પણ નહોતી થઈ. જ્યાં સુધી એ ત્યાં હતો ત્યાં સુધી વાદવિવાદને લડાઈનું સ્વરૂપ કદી મળ્યું જ નહોતું. આ વાત દરેક અર્થમાં એનું જે મહત્ત્વ હતું તે જ સાબીત કરી રહી છે. કોઈ માણસે કોઈ પણ પ્રકારનો મહાન્ સંક્ષોભ ઉપજાવ્યો હોય ત્યાર પછી તે જાતે તેમાં વિનાશ ન પામે, એ મહાપ્રલયમાં તે જાતે ઘસડાઈ ન જાય એવું કેટલી થોડી વખત આપણા જોવામાં આવે છે ! ક્રાન્તિકારોનો સાધારણ જીવનક્રમ એ જ દાખવે છે કે તેઓની ઉપજાવેલી ક્રાન્તિના ધસારામાં આખરે તેઓ પણ ખેંચાઈ જ જાય છે. લ્યૂથરે જે મોટામાં મોટી ક્રાન્તિ ઉપજાવી તેનો સ્વામી તરીકે ઠેઠ જીવનના અન્ત સુધી એ ટકી રહ્યો. સઘળા પ્રૉટેસ્ટંટો–તેઓની પદવી ગમે તે હોય, તેઓનું કાર્યક્ષેત્ર ગમે તે હોય, પણ એના તરફની દોરવણીને માટે તેઓ જોઈ રહેતા હતા. મોખરે ઊભા રહીને સંપૂર્ણ શાન્ત રહ્યા છતાં એણે મક્કમપણાથી પોતાનું નેતૃત્વ જાળવ્યું અને યોગ્ય દોરવણી સફળતાથી એણે આપી. રાજવીના જેવો બુદ્ધિપ્રભાવ જેનામાં હોય તે જ એવું નેતૃત્વ સાચવી શકે. વસ્તુનું સાચું તત્ત્વ ક્યાં રહ્યું છે તે

દરેક પ્રસંગે સમજવા જેટલી અને એ તત્ત્વ ઉપર જ બળવાન્ સાચા માણસ તરીકે પોતાની જાતને હિંમતથી સ્થાપવા જેટલી એનામાં શકિત હોવી જોઈએ. તો જ બીજા સાચા માણસો એના નિશ્ચિત સ્થાનક આગળ એની આસપાસ વીંટળાઈ વળે. જો આ શક્તિ એનામાં ન હોય તો માણસોના નેતા તરીકે એ લાંબા વખત સુધી ટકી રહે નહિ. લ્યૂથરની નિર્મળ ઉંડી વિચારશક્તિ, એના નિશ્ચયનું બળ, એનું સઘળા પ્રકારનું બળ, એના મૌનનું બળ, બીજા અનેક ગુણોની સાથે એનું સહિષ્ણુતા અને સંયમનું બળ આવા પ્રસંગોમાં આપણું ખાસ લક્ષ ખેંચે છે.

એની ગુણસમૃદ્ધિમાં સહિષ્ણુતા આપણે ગણાવી. ઘણી જ સાચા પ્રકારની સહિષ્ણુતા! સહિષ્ણુતા અને સંયમ કઈ વાત મુદ્દાની છે અને કઈ વાત મુદ્દા વગરની છે તેનો ભેદ એ પરખે છે. જે મુદ્દા વગરની હોય તે તેને જ્યાં ફાવે ત્યાં અને જેમ જવું હોય તેમ સુખેથી જાય! એને તેની પરવા નથી. એની આગળ એક વખતે ફરિયાદ આવી કે 'આપણા સુધરેલા સંપ્રદાયનો અમુક ઉપદેશક એમ કહે છે કે પાદરીનો ઝભ્ભો પહેર્યા વિના હું ઉપદેશ નહિ કરૂં.' લ્યૂથરે જવાબ આપ્યો કે "સારૂં. ઝભ્ભો પહેર્યાથી એને શું નુકસાન થવાનું છે? ઉપદેશ આપતી વખતે એને ઝભ્ભો પહેરવા દો! એ પહેર્યાથી કંઈ લાભ થતો હોય એવું એને લાગતું હોય તો ભલેને એ ત્રણ ઝભ્ભાઓ પહેરે." એક પાદરીએ ઉચ્છૃંખળ બનીને મૂર્તિઓ ભાંગવાની જ

પ્રવૃત્તિ આદરી; નામકરણની સાથે જળસંસ્કાર ન થતાં તે પુખ્ત ઉમ્મરે થવો જોઈએ એવા વિચારવાળાનો એક નવો સંપ્રદાય ઊભો થયો; ઈ. સ. ૧૫૨૫માં ખેડૂતોએ જર્મનીમાં બળવો ઉઠાવ્યો;–આ સઘળા પ્રસંગોએ એણે પોતાનું ઉમદા બળ દાખવ્યું હતું. વાતપ્રકોપને લીધે આવતું, વ્યાધિથી ઉત્પન્ન થતું, આવેશના પરિણામ સ્વરૂપનું એ બળ નહોતું. એ બળ તંદુરસ્તીનું હતું. એમાં સંગીનપણું હતું, એમાં સ્થાયીપણું હતું. સચોટ તીક્ષ્ણ દૃષ્ટિથી કઈ વસ્તુ કેવા પ્રકારની છે તે એ તરત જ સમજી જાય છે, બળવાન્ ન્યાયી પુરુષ તરીકે ડહાપણનો માર્ગ કયો છે તે એ દાખવે છે, અને સઘળા માણસો એણે દાખવેલા માર્ગને અનુસરે છે.

લ્યૂથરની વાણી

લ્યૂથરનાં લખાણો પણ એ જ ગુણોની સાક્ષી પૂરી રહ્યાં છે. એની વિચારણાઓ પ્રકટ કરવા માટે એણે જે ભાષા વાપરેલી તે હવે આપણા વપરાશમાંથી ટળી ગઈ છે; છતાં પણ એ લખાણો કોઈ વાંચે તો તેને એમાં અજબ આકર્ષણ જણાયા વગર રહે નહિ. વ્યાકરણની દૃષ્ટિએ તો એ લખાણો હજી પણ વાંચી શકાય એવાં છે. સાહિત્યના ઈતિહાસમાં લ્યૂથરની મહત્તા ઘણી છે. એની ભાષા એના સમયમાં લખાણ માત્રની ભાષા તરીકે પ્રચલિત થઈ ગઈ. એનાં એ ૨૪ પુસ્તકો બહુ કાળજીથી લખાયલાં ભાગ્યે જ કહી શકાય. એ ઉતાવળથી લખાયાં છે. સાહિત્ય-

લેખનના કરતાં ઘણા જ જૂદા ઉદ્દેશથી તે લખાયાં છે. છતાં એ પુસ્તકોમાં જે સંગીન, સાચી, ઉદાત્ત બુદ્ધિશક્તિની છાપ પડી છે તે બીજાં થોડાં પુસ્તકોમાં દીઠામાં આવશે. ડોળ કે દંભ વગરની સચ્ચાઈ, સાદાઈ, સરળતા, આડંબર વગરનો સંગીન અર્થ અને જુસ્સો—એ એનાં લક્ષણ છે. એનામાંથી જાણે પ્રકાશનો ઝળકાર થતો હોય એવું આપણને જણાય છે. એના રૂઢ પ્રયોગો એવા પ્રહાર કરે છે કે તેનાથી વસ્તુને ભેદીને તેના અંતસ્તત્ત્વ સુધી એ પહોંચી શકે છે. વિનોદ પણ ખરો!, કોમળ ભાવો, અમીરાઈ, ઉડાણ—આ માણસ કવિ પણ થઈ શકત! વીર કાવ્ય એને જીવનમાં ઉતારવાનું હતું, કવિતાની લીટીઓમાં નહિ. હું એને મોટો વિચારક પણ ગણું છું. ખરેખર! એના હૃદયની વિશાળતા એની બુદ્ધિની મહત્તા જ સૂચવે છે.

લ્યુથરની શૂરવીરતા

લ્યૂથરના શબ્દો વિષે એક વિદ્વાન્ કહે છે: 'એના શબ્દો અડધા યુદ્ધ જેવા છે.' એ શબ્દો માટે આ સરખામણી યોગ્ય જ છે. લ્યૂથરની પ્રકૃતિનો મુખ્ય ગુણ જ એ હતો કે લડવાની અને જીતવાની એનામાં શક્તિ હતી. માનવતાના શૌર્યનો એ ઉજ્જવળ નમૂનો હતો. જર્મન પ્રજા શૌર્યસંપન્ન હોય છે છતાં એ પ્રજામાં પણ એના કરતાં વધારે શૂરવીર, જેને આપણે વધારે બહાદુર કહીએ એવો માનવી ઇતિહાસને પાને નોંધાયો નથી.

વર્મ્સની સભા, જેની આગળ એની તપાસ થઈ, ત્યાં એકઠા થયેલા સેતાનો પ્રત્યેની એની ઉપેક્ષાવૃત્તિ હાલના સમયમાં કોઈ મારે તેવી ખાલી ડફાંશ નહોતી. લ્યૂથરની ઉંડી માન્યતા એવી હતી કે પૃથ્વીની નીચે રહેનારાં આસુરી સત્ત્વો ખરેખરાં વસે છે અને માનવીઓને નિરંતર હેરાન કરે છે. એનાં લખાણોમાં ઘણે ઠેકાણે આ વિચાર એણે પ્રકટ કર્યો છે, અને કેટલાકને તો એમાં અતિ તુચ્છ ઉપહાસનો વિષય પણ મળી આવ્યો છે. વર્મ્સની સભામાંથી અલોપ થઈને વૉર્ટબર્ગના જે કિલ્લામાં એ છૂપાઈ રહ્યો હતો ત્યાંના એક ખંડમાં, જ્યાં બેસીને બાઈબલનું ભાષાન્તર એ કરતો હતો તે સ્થળે ભીંત ઉપર એક કાળો ડાઘો હજી પણ જોવામાં આવે છે. એ ડાઘો તે એણે અનુભવેલાં અનેક આન્તર યુદ્ધોનું એક વિચિત્ર સ્મારક છે. લ્યૂથર ત્યાં બેસીને ધર્મપુસ્તકમાંની એક પવિત્ર પ્રાર્થનાનું ભાષાન્તર કરતો હતો. દીર્ઘકાળના શ્રમથી, મંદવાડથી, ઉપવાસથી એનો દેહ ઘણો જર્જરિત થઈ ગયો હતો. એ વખતે કોઈ ભયાનક અવર્ણ્ય આકૃતિ એનાં ચક્ષુ સમીપ ખડી થઈ. એ કોઈ આસુરી સત્ત્વ છે અને પોતે જે પવિત્ર કાર્ય કરી રહ્યો છે તેમાં અંતરાય નાંખવાને તે આવ્યું છે એવું એને લાગ્યું. લ્યૂથરે ઝબકીને એના તરફ જોયું, અને એના તરફ અનાદર દાખવ્યો. એ આકૃતિ ઉપર પોતાનો શાહીનો ખડિયો ઉચકીને એણે ફેંક્યો, અને એ આકૃતિ અદૃશ્ય થઈ ગઈ! એ ડાઘો હજી પણ ત્યાં

મોજુદ છે. કેટલીએ વસ્તુઓનું કુતૂહલ જગવે એવું સ્મારક એ ડાઘો થઈ પડ્યો છે. વિજ્ઞાનની દૃષ્ટિએ આવું દૃશ્ય જણાય તેથી શું સમજવું એ વિષે આ જમાનામાં દાક્તરી વિદ્યાનો સહેજસાજ પણ પરિચય જેણે મેળવ્યો હોય તે આપણને ખુલાસો આપી શકશે; પણ આપણી દૃષ્ટિએ જે મુદ્દાની વાત છે તે એ છે કે જે માણસ સેતાન પોતાની નજરોનજર દેખાય તો તેની સામે પણ નિર્ભયતાથી ખડો રહીને તેને આહ્વાન આપી શકે તેની પાસે તેના હૃદયની નિર્ભીકતાને માટે કોઈ વધારે પ્રમાણની અપેક્ષા આપણને રહે જ નહિ. પૃથ્વી ઉપર કે પૃથ્વીની નીચે એવી કોઈ વસ્તુ નથી કે જે એને ભયથી કંપાવે! પૂરેપૂરો અભય! એક પ્રસંગે એણે લખ્યું હતું: "સેતાન પણ જાણે છે કે આ નિર્ણય (લીપ્ઝિગ ન જવાનો) મેં કર્યો છે તે બ્હીકને લીધે નથી કર્યો. અસંખ્ય આસુરી સત્ત્વો મેં જોયાં પણ છે અને તેની સામે પણ થયો છું." લીપ્ઝિગનો ડયૂક જ્યૉર્જ (લ્યૂથરનો મહાન્ શત્રુ) એવા આસુરી સત્ત્વની બરોબરી તો ન જ કરી શકે–એવા મલિન સત્ત્વ કરતાં તો એનું બળ ઘણું ઓછું! "લીપ્ઝિગમાં જવાનું મારે કંઇ પ્રયોજન હોય તો લાગલાગટ નવ નવ દિવસ સુધી ડયૂક જ્યૉર્જનો વરસાદ વરસે તો પણ ઘોડેસ્વાર થઈને હું લીપ્ઝિગ ગયા વગર ન રહું." પ્રવાસસ્થાન માટે ડયૂક જ્યૉર્જનું કેવું મોટું સરોવર!

આ એની બહાદુરી તે ખરું જોતાં જંગલી માણસની વિકરાળતા હતી, સંસ્કારની ખામીને લીધે આવતી વડીલ જનોની અવજ્ઞા અને જીદ

લ્યૂથરના ઉદાર ભાવો

હતી એવું જે ઘણા તરફથી કહેવામાં આવે છે તે પણ ઘણું ભૂલભરેલું છે. સત્ય એનાથી તદ્દન જૂદું જ છે. વિચાર કે લાગણીના અભાવને લીધે, દ્વેષ અને મૂર્ખાઈ-ભરેલા આવેશના સદ્ભાવને લીધે માણસ કે કોઈ અન્ય પ્રાણી બ્હીક વિનાનું રહી શકે એ સંભવિત છે; પણ એવી નિર્ભીકતાને કોઈ વખાણતું નથી. વાઘની હિંમતનાં કંઈ વિશેષ મૂલ્ય નથી અંકાતાં. લ્યૂથરની હિંમત એનાથી ઘણી જૂદી જાતની હતી. કેવળ વિકરાળતા કે હિંસક વૃત્તિનો એના ઉપર આરોપ મૂકવો એ એને ઘણો અન્યાય કરવા જેવું છે. જે સાચેસાચા બહાદુર માણસો હોય છે તેનાં હૃદય અત્યન્ત કોમળ હોય છે. દયા ને પ્રેમની લાગણીઓ એવા હૃદયમાં ભરેલી હોય છે. લ્યૂથરનું હૃદય *પણ એવું જ કોમળ હતું, એવા જ મૃદુ ભાવોથી ભરેલું* હતું. વાઘ તો વધારે બળવાન્ શત્રુને દેખીને ભાગી જાય છે. વાઘ ખરૂં જોતાં બહાદુર પ્રાણી નથી, માત્ર વિકરાળ અને ક્રૂર પ્રાણી છે. લ્યૂથરના વિશાળ અસંસ્કારી હૃદયમાં બાળક કે જનનીના જેવા મૃદુલ ભાવો જે સ્ફુરતા, પવિત્ર અને કોઈ પણ પ્રકારના દંભની ભેળશેળ વિનાના, સાદા અને ઉચ્ચારણમાં સંસ્કારવિહોણા, છતાં ગિરિહૃદયમાંથી નિર્ઝરતા શીતોદક સમા નિર્મળ વિચારો જે ઉદ્ભવતા

તેના જેવું હૃદયદ્રાવક ઘણું થોડું જ આપણા અનુભવમાં આવ્યું હશે. જુવાનીમાં એનામાં આપણે જે ઉદાસીની ઘેરી છાયા જોઈ હતી અને આત્માની અવનતિનું દુઃખદાયક ભાન થતું એનામાં આપણને જણાયું હતું તે વિચારશીલ માણસની કુદરતી કોમળતા, એની ઉંડી અને સૂક્ષ્મ તરવરતી લાગણીઓ સિવાય બીજા કયા હેતુનું પરિણામ હતું? કોઈ ઉપલકિયા દૃષ્ટિવાળાને લ્યૂથર બ્હીકણુ કે નિર્બળ માનવી જેવો લાગે. વિનય, પ્રેમલ સંકોચશીલ મૃદુતા એ જ એનું આગળ પડતું લક્ષણ કોઈને જણાય. એવા માનવીનું હૃદય, જ્યારે કોઈ પ્રસંગથી સંક્ષોભ પામે, જ્યારે તે અન્યને આહ્વાન આપવાને પ્રેરાય, ત્યારે તેનામાં જે ભાવ પ્રકટે તે ઉદાત્ત શૌર્યનોજ હોય. એ સંજોગોમાં એ હૃદયવેદિ ઉપર જે અગ્નિ પ્રકટે તે દિવ્ય જ્વાલાઓ સમેત જ ભડભડી ઊઠે!

કોમળતા

લ્યૂથરના મૃત્યુ બાદ એના મિત્રો તરફથી એનાં છૂટક સ્મરણોનું અને એના પ્રકીર્ણ ઉદ્‌ગારોનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. એનાં સઘળાં પુસ્તકોમાં અત્યારે તો એ પુસ્તક સૌથી વિશેષ રસદાયક થઈ પડ્યું છે. એમાં લ્યૂથર કેવો હતો અને એની પ્રકૃતિમાં કેવાં તત્ત્વો ભળ્યાં હતાં તે દાખવનારા અનેક પ્રસંગોનું નિરૂપણ થયેલું છે. એ પ્રસંગોમાં એની નરી માનવતા કોઈ પણ પ્રકારના આડંબર વિના, કોઈ પણ પ્રકારના પ્રયત્ન વિના, કોઈ પણ પ્રકારના ભાન પણ વિના સુંદર રીતે વહી

રહી છે. એની નાની બાળકીની મૃત્યુશય્યા આગળનું એનું વર્તન–કેવું શાન્ત ! કેવું ભવ્ય ! કેવું પ્રેમલ !–તે પણ એ પુસ્તકમાંનો એક સુંદર અને હૃદયદ્રાવક પ્રસંગ છે. એ બાળકી મરશે જ એ ભાનથી એ પ્રભુની ઇચ્છાને અધીન થાય છે, છતાં કોઈ અકથ્ય રીતે એ ઇચ્છે છે કે તે જીવતી રહે ! એ નાના આત્માના ઊર્ધ્વ પ્રયાણ સમયે લ્યૂથરની વિચારણા પણ મૃત્યુની પારના એ અજ્ઞાત પ્રદેશોમાં ભયભીત બનીને વિચરે છે. ભયભીત વિચારણા, ઊંડા શોક સાથેની, ખરા દિલની એ વિચારણા આપણે જોઈ શકીએ છીએ. બધી ધર્મની માન્યતાઓ અને ધર્મના સિદ્ધાન્તો છતાં લ્યૂથરને અત્યારે લાગે છે કે આપણે જે જાણીએ છીએ અથવા જાણી શકીએ એમ છે તે નહિ જેવું જ છે. એની નાની બાળકી પ્રભુની સમીપમાં જશે, કેમકે પ્રભુની એવી ઇચ્છા છે. લ્યૂથરને માટે પણ એ પ્રભુની ઇચ્છા તે જ સર્વસ્વ છે; **ઇસ્લામ** તે જ સર્વસ્વ છે.

કેટલાક પ્રસંગો

એના ગુપ્તવાસ દરમ્યાન એક પ્રસંગે પોતાના પ્રશાન્ત કિલ્લામાંથી મધ્યરાત્રિને સમયે આકાશ તરફ એ જોઈ રહ્યો હોય છે. અનન્ત આકાશનો મહાન્ ઘુમટ, તેના પર થઈને પસાર થતી લાંબી ને લાંબી મેઘમાળા–એ જોઈને એને વિચાર આવે છે : આ સર્વને કોણ ટેકાવી રહ્યું છે ? "એને ટેકાવનારા થાંભલાઓ કોઈની નજરે પડતા નથી; છતાં એ ટે-

રહ્યું છે." પ્રભુ એને ટેકાવી રહ્યો છે. પ્રભુ મહાન્ છે, પ્રભુ ભલો છે એ આપણે જાણવું જોઈએ. આપણી દૃષ્ટિ (આન્તર કે બાહ્ય) જ્યાં ન પહોંચી શકે ત્યાં એના ઉપર ભરોસો આપણે રાખવો જોઈએ.–એક વખતે લીપ્ઝિકથી પાછા ફરતાં, પાકવાળા ખેતરોની શોભા જોઈને એ ચકિત થાય છે. ધાન્યના છોડ કેવા ઊભા છે! એના સુંદર અણિયાળા દાંડા ઉપર પીળા–સુનેરી દાણાઓ શોભી રહ્યા છે! એનાં સુવર્ણરંગી મસ્તક નમી રહ્યાં છે! સકળ સમૃદ્ધિ સાથે અનિલની મંદ મંદ લહેરથી એ કંપી રહ્યા છે! પ્રભુની આજ્ઞા થતાં રંક પૃથ્વીએ પોતાના ભીતરમાંથી એને પ્રસવ્યા છે–માણસનો ખોરાક! એના રોટલા!–વિટેનબર્ગના બગીચામાં સૂર્યાસ્તને સમયે એક નાનકડા પંખીને રાત્રીના આરામ માટેનું સ્થળ શોધતું અને પછી ત્યાં નિર્ભર વિશ્રામ લેતું એ જોય છે. લ્યૂથર કહે છે કે "એ નાના પંખીની ઉપર, તારકો અને અનેક દુનિયાઓ જેની ભીતરમાં છે એવું ઊંડું આકાશ આવી રહ્યું છે; છતાં એણે એની પાંખો બીડી દીધી છે. એના સર્જનારે એને પણ એના નિવાસ માટેનું ઘર આપ્યું છે." એના જીવનમાં વિનોદના પ્રસંગોની પણ ઊણપ નથી. ઉદાર, સ્વતંત્ર, માનુષી તત્ત્વોથી ભરેલું હૃદય એના અંતરમાં ધબકી રહેલું આપણને જણાય છે. એની સામાન્ય વાતચીતની ઢબમાં પણ એક પ્રકારની સંસ્કારવિહોણી ઉદાત્તતા સમાયલી છે. રૂઢ પ્રયોગોવાળી, ગંભીર અર્થવાળી, સાચા દિલની એની વાણી છે. ક્વચિત્

ક્વચિત્ સુંદર કવિત્વના ચમકારા પણ એમાં આપણને જણાય છે. લ્યૂથર એ આપણો વડીલ માનવ બંધુ છે એવું આપણને લાગ્યા વિના રહેતું નથી. એનો સંગીતનો પ્રેમ–ખરેખર, આ એક ગુણમાં એની અંદરના આ સઘળા કોમળ ભાવોનું સારતત્ત્વ નથી આવી જતું ? ઘણીએ કઠોર અકથ્યતાને એની વાંસળીના સૂર વડે એણે કથી છે. આસુરી સત્ત્વો એની વાંસળીના સૂરથી વેગળા ભાગતા એમ એ માનતો અને કહેતો. એક તરફથી મૃત્યુને ભીષણ પડકાર, બીજી તરફથી આવો સંગીતપ્રેમ : આ બે એ મહાન્ આત્માના બે સામસામેના છેડાઓ છે; એ બેની વચ્ચેના પ્રદેશમાં સઘળી મહાન્ વસ્તુઓને માટે પૂરતો અવકાશ રહેતો.

**મુખમુદ્રા**

લ્યૂથરનું મુખ એના અનેરા વ્યક્તિત્વનું સૂચક હતું. એની મુખમુદ્રા એને સામાન્ય જનતાના પ્રતિનિધિ તરીકે ઓળખાવી શકે એવી હતી. વિશાળ છાટસમાં ભવાંઓ અને હાડકાંઓવાળી એ મુખમુદ્રા એની કઠોર કાર્યશક્તિ પણ દાખવી રહી હતી. પ્રથમ ક્ષણે એ મુખ કદાચ જુગુપ્સા ઉત્પન્ન કરે એવું પણ કહેવાય. છતાં એમાં, ખાસ કરીને એની આંખોમાં કોઈ ઊંડી ગ્લાનિ રહેલી છે. કોઈ અકથ્ય ગમગીની, સઘળા કોમળ અને સૂક્ષ્મ ભાવોનું વ્યાપક તત્ત્વ એમાં વસે છે. એ તત્ત્વને લીધે આખી મુખમુદ્રા ઉપર ઉદાત્તતાની સચોટ છાપ પડેલી જણાય છે. હાસ્યનું તત્ત્વ પણ આ લ્યૂથરમાં હતું

એમ આપણે જોયું છે, પણ અશ્રુઓ પણ એમાં હતાં જ. અશ્રુઓ પણ એને માટે નિર્માણ થયાં હતાં: અશ્રુઓ અને સખત મજૂરી. ઉદાસી, ગમગીની, સાચદિલી એ એના જીવનનું આધારભૂત તત્ત્વ હતું. એના ઘડપણમાં, સઘળા વિજયો એને મળી ચૂકયા હતા ત્યાર પછી, એ કહે છે કે 'જિંદગીથી હું ખરેખર કંટાળ્યો છું.' એ માને છે કે જગતના પદાર્થો અને વૃત્તાન્તોનું નિયમન ઈશ્વર જ કરી શકે અને તે કરશે. કયામતનો દિવસ બહુ દૂર નહિ હોય એવું એને લાગે છે. "મારી તો એક જ ઇચ્છા છે, અને તે એ કે ઈશ્વર મારા આ કાર્યમાંથી મને છૂટો કરે અને અહિંથી વિદાય થઇને આરામ લેવાની મને પરવાનગી આપે." આની આવી વિચારણા એને **અપયશ** આપનારી ગણીને જેઓ ટાંકે છે તેઓ એ મહાપુરુષ વિષે કંઇ સમજતા નથી એવું કહેવું પડે.–હું આ લ્યૂથરને ખરેખરો મોટો માણસ ગણું છું. વિચારમાં મોટો, વીરતામાં મોટો, પ્રેમલતામાં મોટો, પ્રામાણિકતામાં મોટો! જેને આપણે પ્રેમપાત્ર ગણીએ, જેનું મૂલ્ય આપણે ઘણું ઉંચું આંકીએ એવાં ગણ્યાંગાંઠ્યાં માણસોમાંનો એક એ હતો. એ મોટો હતો. કોતરી કાઢેલા ખડકના જેવો નહિ, પણ 'આલ્પ્સના પર્વત જેવો–એટલો જ સાદો, એટલો જ નિર્દંભ, એટલો જ સ્વયંભૂ, એટલો જ મોટાઈના ગુમાન વિનાનો! મોટા થવાને માટે નહિ, પણ કોઈ બીજા જ હેતુસર એને સ્થાનકે ઊભવાનું એને પ્રાપ્ત થયું હતું! હા, હા, અદમ્ય પર્વત, જે

દૂરના પ્રદેશ સુધી વિસ્તરે છે, જે ગગનમંડળને ભેદીને ઉંચો વધે છે, છતાં જેના ભીતરમાં અનેક ઝરણાંઓ છે, વિવિધરંગી સુગંધીદાર પુષ્પોવાળાં ક્ષેત્રોથી, લીલા ઘાસની રમણીય ભૂમિઓથી છવાયલી સુંદર ખીણો જેના આન્તર પ્રદેશને દીપાવી રહી છે એવા અદમ્ય પર્વત જેવો એ હતો! ખરેખરો આધ્યાત્મિક વીર અને પયગમ્બર! ફરીથી એક વખત કુદરતનો સાચો બાળક, સત્યનો સાચો સંતાન અહીં પ્રકટ થયેલો આપણે જોઈએ છીએ. અનેક સૈકાઓ જે અત્યારે વહી રહ્યા છે, અનેક સૈકાઓ જે હવે પછી વહેશે તે એના આગમનને માટે પ્રભુનો ઉપકાર માનતા રહેશે.

આ પ્રતાપી રાજા વિષે એવું કહેવામાં આવ્યું છે કે "જે અનેક હૃદયો ખરા ભક્તિ-

પ્રાસ્તાવિક

ભાવથી એનું સ્મરણ કરે છે, જે અનેક ઓષ્ઠો આદરપૂર્વક એનું નામ અત્યારે ઉચ્ચારે છે અને અસલથી ઉચ્ચારતા રહ્યા છે તે વડે, જો એના યશની આપણે તુલના કરીએ, તો શાર્લેમેઇન અથવા સીઝરના કરતાં પણ મહારાજા અશોકનો યશ વધારે છે એમ સ્વીકાર્યા વગર આપણને ચાલે એમ નથી." રહીઝ ડેવિડ્સ એના વિષે કહે છે કે "He was undoubtedly the most powerful sovereign of his time and the most remarkable and imposing of the native rulers of India." એનું રાજ્ય ઘણું વિશાળ હતું. હાલના બ્રિટિશ હિન્દુસ્તાનું

જેટલોજ, બલ્કે એથી પણ વધારે વિશાળ પ્રદેશ એના તાબામાં હતો. એની રાજ્યવ્યવસ્થા ઘણી ઉત્તમ પ્રકારની હતી. પણ એના રાજ્યનો વિસ્તાર અથવા તેની સુવ્યવસ્થા એ એના યશનું મોટામાં મોટું કારણ નથી. એનું હૃદય ધર્મ અને નીતિના ઉંચા વિચારોથી ઊભરાતું હતું. બૌદ્ધ ધર્મનાં ઉંડાં રહસ્યોનું એણે ગ્રહણ કર્યું હતું. એ ધર્મ પોતાની તેમ જ અન્ય પ્રજાઓને શિખવવો એ એણે પોતાના જીવનનું મુખ્ય કર્તવ્ય માન્યું હતું. અનેક શિલાલેખો વડે કરીને પોતાની પ્રજાને એણે એ ધર્મનો બોધ આપ્યો હતો. એ ધર્મના પ્રસારને અર્થે ખાસ અમલદારો નીમીને અને એ ધર્મનો ઉપદેશ કરવાને માટે પોતાના દેશનાં બાહોશ માણસોને ઠામ ઠામ મોકલી આપીને એણે એ ધર્મને ઉત્તેજન આપ્યું હતું. બૌદ્ધ ધર્મનો પ્રસાર આટલો બધો શાથી થયો તે વિષે ઘણી વાર વિચાર ચલાવવામાં આવે છે, પણ એ ધર્મનો પ્રસાર થવાનું જે મુખ્ય કારણ છે તેને કેટલીક વાર વીસરી જવામાં આવે છે. એ ધર્મના પ્રસારનું મોટામાં મોટું કારણ એ હતું કે તેને મહારાજા અશોક જેવા સમર્થ રાજાનો આશ્રય હતો. અન્યના સ્થાપેલા ધર્મને ઉદાર આશ્રય આપીને તેને સુદૃઢ બનાવનારા સમર્થ પુરુષો આખા જગતના ઇતિહાસમાંથી થોડા જ મળી આવે છે. સેઇંટ પૉલ, કૉન્સ્ટેન્ટાઇન, અને ખલીફ ઓમારની સાથે સાથે મહારાજા અશોકનું નામ આપણાથી ગણાવી શકાય એમ છે. શિલા અથવા સ્તંભ ઉપરના એના અનેક લેખો

આજદિન સુધી જળવાઈ રહ્યા છે તે વડે કરીને એનુ વ્યકિતત્વ આપણી આગળ સ્પુટ થઈ શકે છે એ લેખો વડે કરીને એને પોતાને બોલતો આપણે સાભળી શકીએ છીએ, એનુ પોતાનુ હૃદય આપણે જોઈ શકીએ છીએ હિન્દુસ્તાન ના પ્રાચીન ઇતિહાસના તિમિરાચ્છાદિત પ્રદેશમા પણ એ લેખો વડે કરીનેજ મહારાજા અશોકની પ્રતાપી મૂર્તિનુ ઝાખુ દર્શન આપણને થઈ શકે છે એ દર્શન વધારે સ્પુટ થતુ હોત તો આપણને વિશેષ આનન્દ થાત, પણ અધારામા છૂપાયલી મૂર્તિઓની દૂરથીજ ઝાખી કરવાની આપણને લાબા વખતની ટેવ છે, એટલે અ-નિવાર્ય વસ્તુનો મિથ્યા શોક ન કરવાનો બોધ આપણે સહેલાઈથી ગ્રહણ કરી શકીશુ

હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કરીને અનેક રાજાઓના વદનને મ્લાન કરનારો, અનેક રાજાઓને
અશોકના પિતામહ ચન્દ્રગુપ્ત
પરાજય પમાડનારો 'મહાન્' બાદશાહ સિકદર આખરે ઇ સ પૂ ૩૨૩ મા મહાન્‌થી પણ મહાન્ અને વિજયીના પણ વિજયી એવા મૃત્યુદેવના બળવાન્ હસ્તથી પરાજય પામ્યો ત્યાર પછી પરરાજ્યની ધૂસરી હેઠળથી છૂટવાનો સબળ પ્રયત્ન કરનારો વીર નર ચન્દ્રગુપ્ત નામનો યુવાન્ હતો ચાણક્ય નામના બાહોશ અને પ્રપચી મત્રીની મદદ વડે કરીને નદરાજાને પદભ્રષ્ટ કરીને અને એના આખા વશનો નાશ કરીને મગધદેશની રાજધાની પાટલિપુત્ર, જે હાલ પટનાના

નામથી ઓળખાય છે, ત્યાં એ રાજ્યાસન ઉપર આરૂઢ થયો અને ચોવીસ વર્ષ સુધી એણે સંપૂર્ણ સખ્તાઈથી રાજ્ય ચલાવ્યું. મૌર્યવંશનો પહેલો રાજા એ હતો. અનેક પ્રદેશો એણે પોતાના તાબામાં આણ્યા અને પરદેશીઓને એણે હાંકી કાઢ્યા. હિંદુસ્તાનના પહેલા ચક્રવર્તી રાજા તરીકેની પ્રતિષ્ઠા એણે મેળવી, અને વિજયની લાલસાથી હિન્દુસ્તાન તરફ આવેલા સીરિયાના રાજા સિલ્યૂકૉસને પોતાની બળવાન્ અને પ્રચંડ સેનાના પ્રતાપ વડે એણે એવો ગભરાટમાં નાંખ્યો કે હિન્દુસ્તાન છોડીને પાછાં ફરવાની તેને જરૂર પડી અને સિકંદર બાદશાહના જેવી કીર્તિ મેળવવાનો લોભ તેને છોડી દેવો પડ્યો. ચન્દ્રગુપ્ત (જેને ગ્રીક લોકો 'Sandrokotos'નું નામ આપે છે તે) અને સિલ્યકૉસ એ બેની વચ્ચે જે કરાર થયા તે ચન્દ્રગુપ્તને જ વધારે લાભદાયી હતા, અને એ કરાર થયા પછી સિલ્યૂકૉસ ચન્દ્રગુપ્ત તરફ શત્રુભાવ ન રાખતાં મિત્રભાવ જ રાખવા લાગ્યો. આશરે ઈ. સ. પૂ. ૩૦૫ માં સિલ્યૂકૉસે મિગૅસ્થનિસ નામના એક અમલદારને પોતાના એલચી તરીકે ચન્દ્રગુપ્તની દરબારમાં મોકલ્યો. એ મિગૅસ્થનિસ હિન્દુસ્તાનમાં લાંબા વખત સુધી રહ્યો, અને તે દરમ્યાન જે કંઈ એના જોવામાં અથવા સાંભળવામાં આવ્યું તેની એણે સવિસ્તર નોંધ રાખી. એ નોંધ હિન્દુસ્તાનની તે વખતની સ્થિતિ જાણવાને માટે ઘણી ઉપયોગી છે. એ નોંધ ઉપરથી જણાય છે કે ચન્દ્રગુપ્તનું રાજ્ય ઘણું મજબૂત અને સુવ્યવસ્થિત હતું, એનું નગર ઘણું

રોણકદાર હતું, એનો કિલ્લો ઘણો મજબૂત હતો, અને એનું લશ્કર ઘણું મોટું અને પરાક્રમી હતું. એ લશ્કર વડે ચન્દ્રગુપ્તે આખા હિન્દુસ્તાનને પોતાના તાબામાં આણ્યું હતું.

ચોવીસ વર્ષ સુધી રાજ્ય ચલાવ્યા પછી ચન્દ્રગુપ્ત મરણ પામ્યો અને

અશોકના પિતા બિન્દુસાર એ મહાન્ રાજ્ય એના પુત્ર બિન્દુસારના તાબામાં આવ્યું.

ગ્રીક લેખકોએ એ બિન્દુસારને માટે "Amitrochades" અથવા "Amitrochates" નામ વાપર્યું છે તે "અમિત્રઘાત" (શત્રુને હણનારો) અથવા "અમિત્રખાદ" (શત્રુનું ભક્ષણ કરનારો) એ શબ્દનો અપભ્રંશ કહેવાય છે. એ રાજાએ પચીસેક વર્ષ રાજ્ય કર્યું. એના અમલ દરમ્યાન જાણવા જોગ એક જ બનાવ બન્યો હતો, અને તે એ છે કે સીરિયાના રાજાએ એના રાજ્યમાં ડીમેકોસ નામના એલચીને મોકલ્યો હતો. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં એ બનાવની ઉપયોગિતા એ છે કે ગ્રીસ અને હિન્દુસ્તાનની વચ્ચે મૈત્રીનો ગાઢ સમ્બન્ધ બિન્દુસારના અમલ દરમ્યાન પણ ચાલુ રહ્યો હતો એવું એ બનાવથી ચોક્કસ માલમ પડે છે. ઇ. સ. પૂ. ૨૮૦માં સીરિયાના રાજા સિલ્યૂકૉસનું ૭૮ વર્ષની ઉમ્મરે ખૂન થયું અને એના પુત્ર ઍંટિયોકસને સીરિયાની રાજગાદી મળી.

સિલ્યૂકૅાસના મૃત્યુ પછી આશરે સાત વર્ષ પછી બિન્દુસારનો પુત્ર અશોકવર્ધન, જે સાધારણ રીતે 'અશોક'ના નામથી ઓળખાય છે, તે પાટલિપુત્રના રાજ્યાસન ઉપર આરૂઢ થયો (ઇ. સ. પૂ. ૨૭૩). મૌર્યવંશનો એ ત્રીજો રાજા હતો અને આશરે ચાળીસ વર્ષ સુધી એણે રાજ્ય કર્યું હતું. એણે રાજ્ય કેવી રીતે મેળવ્યું તેના સમ્બન્ધમાં કંઈ કંઇ ગપાષ્ટકો લંકાના નોંધસંગ્રહોમાં જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે એક દંતકથા એવી છે કે એણે પોતાના ૯૯ ભાઇઓનાં ખૂન કરીને રાજગાદી મેળવી હતી!!! આ દંતકથાઓ ન માની શકાય એવી છે, અને લિખિત પ્રમાણો ઉપરથી પણ એનું ખોટાપણું સિદ્ધ કરી શકાય તેમ છે. અશોકના શિલાલેખ ઉપરથી આપણને સ્પષ્ટ માલમ પડે છે કે એના રાજ્ય દરમ્યાન એના ભાઇઓ અને એની બહેનો જીવતાં હતાં, એટલું જ નહિ પણ તેમના ઉપર એની અત્યન્ત મમતા હતી, તેમના હિતને માટે એને અત્યન્ત કાળજી હતી. આ કારણથી એ દંતકથા માની શકાય એવી નથી. રાજ્યાસન પર આરૂઢ થતા પહેલાં અશોકે પ્રથમ તક્ષશિલામાં અને પછીથી ઉજ્જનમાં રાજાના પ્રતિનિધિ તરીકે કામ કર્યું હતું એ વૃત્તાન્ત, તેમ જ એના રાજ્યાભિષેકનો ખરેખરો વિધિ એનું રાજ્ય શરૂ થયા પછી ચોથે વર્ષે થયો હતો એ વૃત્તાન્ત* વધારે સહેલાઇથી માની શકાય એવો છે.

અશોકનું રાજ્યારોહણ

* આ વૃત્તાન્તના ખરાપણા વિષે વિદ્વાનોમાં તીવ્ર મતભેદ પ્રવર્તે છે.

એ વૃત્તાન્તને જો આપણે ખરો માનીએ તો એનું રાજ્ય ઈ. સ. પૂ. ૨૭૩માં શરૂ થયેલું અને એના રાજ્યાભિષેકનો વિધિ ઈ. સ. પૂ. ૨૬૯માં થયેલો એવું આપણે માની શકીએ. એના પૂર્વજોની પેઠે એને પણ "દેવાનાં પ્રિય" (દેવોને લાડકો) એ નામ આપવામાં આવ્યું હતું, અને પોતાને વિષે "પ્રિયદર્શી" એ વિશેષણ વાપરવું પણ એને ઘણું પસંદ હતું. એ બે ઉપરાંત "રાજા" એ શબ્દ પણ અનેક શિલાલેખોમાં એના નામની સાથે જોડવામાં આવેલો છે.

પ્રથમનાં વર્ષો

એના રાજ્યનાં પ્રથમ વર્ષો સમ્બન્ધી કંઈ પણ વિશ્વસનીય વૃત્તાન્ત આપણને ઉપલબ્ધ થતો નથી. બૌદ્ધધર્મનો પ્રભાવ વધારવાને માટે કેટલીક દંતકથાઓમાં એવું વર્ણવવામાં આવ્યું છે કે એણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો ત્યાર પહેલાં એ અત્યન્ત ક્રૂર અને દુરાચારી હતો, પણ પાછળથી એ એકદમ સુધરી ગયો! પ્રથમ એ કાલાશોક હતો તેનો પાછળથી ધર્માશોક થયો! એવી હકીકતો તો તદ્દન ન જ માની શકાય એવી છે; પણ અગાઉ એ બ્રાહ્મણધર્મ પાળતો હતો, ખાસ કરીને એ શિવનો ભક્ત હતો, અને પોતાના સમયના બીજા હિન્દુ રાજાઓના જેવું જીવન એ ગાળતો હતો એવું એના વિષે કહેવામાં આવે છે તે ઘણું સંભવિત છે. એનાં પોતાનાં જ વચનો ઉપરથી આપણને માલૂમ પડે છે કે પ્રથમ એને મૃગયાવિહાર અથવા માંસાહારનો

-કંટાળો નહોતો અને પોતાની પ્રજાને પણ એ ગાનતાન અને સુરાપાનના આનન્દોમાં ગુલતાન થવા દેતો. * એ પ્રથમનાં વર્ષોમાં એણે કંઈ યુદ્ધ કર્યાં હતાં કે નહિ તે પણ આપણાથી કહી શકાતું નથી, પણ એના પિતા બિન્દુસાર અને એના પિતામહ ચન્દ્રગુપ્ત તરફથી જે રાજ્ય એને ઊતરી આવેલું તેમાં કંઈ વધારોઘટાડો થવાનાં કારણ એ પ્રથમનાં વર્ષ દરમ્યાન ઉદ્ભવ્યાં હોય એવો સંભવ જણાતો નથી.

એના રાજ્યની જે પ્રાચીનમાં પ્રાચીન હકીકતો નોંધાયલી છે તે એના "રાજ્યાભિષેક"

કલિંગ દેશ ઉપર ચઢાઈ ના નવમા વર્ષની (ઇ. સ. પૂ. ૨૬૧) એટલે એના રાજ્યની ખરી શરૂઆતના તેરમા વર્ષની છે. એ વર્ષમાં એણે કલિંગ દેશ ઉપર ચઢાઈ કરીને એ દેશને પોતાના તાબામાં આણ્યો. યુદ્ધમાં એને વિજય મળ્યો, પણ એ વખતથી એને યુદ્ધ ઉપર કંટાળો આવ્યો. યુદ્ધમાં અનેક માણસોનો સંહાર થાય છે, અનેક માણસો બંદીવાન બને છે, અનેક કુટુમ્બો દુઃખી થાય છે એ જોઇને એના હૃદય ઉપર ઘણી ઊંડી અસર થઈ. યુદ્ધ કરીને કલિંગ દેશ ઉપર પોતે વિજય

* એવી રીતના પ્રજાજનોના મેળાવડા તે 'સમાજ'ના નામથી ઓળખાતા. જેમાં માંસભક્ષણ અને સુરાપાન કરવામાં આવતું એવા 'સમાજો' એણે પાછળથી બંધ કર્યા હતા, પણ જેમાં ગાનતાનનો કે વિવિધ પ્રકારનાં દશ્યો જોવાનો આનન્દ મળતો એવા 'સમાજો' એણે ચાલુ રાખ્યા હતા.

મેળવ્યો તેને માટે એના હૃદયમાં પશ્ચાત્તાપ થયો. યુદ્ધના વિજય કરતાં ધર્મનો વિજય એ વધારે મહત્ત્વની વસ્તુ છે એ સત્ય એનાથી સમજાયું. ફરીથી એવા દારુણ યુદ્ધનો પ્રસગ ન આવવા દેવો એવો એણે સંકલ્પ કીધો. કોઈ પણ દેશ ઉપર ચઢાઈ કરવી નહિ એવા વિચારને એ વળગી રહ્યો. ત્યાર પછી એના રાજ્ય દરમ્યાન કંઈ પણ યુદ્ધ થયાં હતાં કે નહિ તે આપણાથી કહી શકાતું નથી, પણ યુદ્ધમાં રાજીખુશીથી તો એણે કદી પણ ઝંપલાવ્યું નહોતું એ વાતની શકા આણવાનું આપણને કંઈ પણ કારણ નથી.

કલિંગ દેશને જીત્યાની હકીકત અશોકના એક શિલાલેખમાં નોંધાયલી છે. એ લેખ પ્રકટ થયો તેના થોડાક મહિના આગળ એક બીજો લેખ એણે પ્રકટ કર્યો હતો. એ લેખમાં જણાવ્યું છે કેઃ—

"અઢી કરતાં વધારે વર્ષ સુધી હું માત્ર ઉપાસક હતો, અને ધર્મને અગે ઝાઝો પરિશ્રમ લેતો નહોતો, ધર્મને અર્થે ખાસ જહેમત ઉઠાવતો નહોતો, પણ સંઘમાં દાખલ થયાને મારે એક વર્ષ કરતાં વધારે વખત થયો છે અને મેં પરિશ્રમ લીધો છે. જે દેવતાઓ જંબુદ્વીપમાં સર્વત્ર સાચા મનાતા તેની અસત્યતા સિદ્ધ કરી આપવામાં આવી છે..........."

એટલે બધું મળીને આશરે ચારેક વર્ષ જેટલા સમય વિષે અહિં કથન કરવામાં આવ્યું છે. હવે કલિંગ દેશની ચઢાઈ "રાજ્યાભિષેક"ના નવમા વર્ષમાં (ઇ. સ.

પૂ. ૨૬૧માં) થઈ હતી, અને એ ચઢાઈના વૃત્તાન્ત સાથેનો શિલાલેખ ચાર વર્ષ પછી, એટલે "રાજ્યાભિષેક"ના તેરમા વર્ષમાં (ઇ. સ. પૂ. ૨૫૭માં) પ્રકટ થયો હતો. તે શિલાલેખ અને ધર્મવિષયમાં ચાર વર્ષ દરમ્યાન એની જે પ્રગતિ થઈ હતી તેનું જેમાં કથન કરવામાં આવ્યું છે તે શિલાલેખ એ બેઉ આપણે સાથે વાંચીએ તો નિઃસંશય એવું ફલિત થાય છે કે કલિંગ દેશની ચઢાઈ પછી તરતજ, "રાજ્યાભિષેક"ના નવમા વર્ષમાં, એ બૌદ્ધ ધર્મનો ઉપાસક થયો. * આશરે અઢી વર્ષ પછી એ વિશેષ પરિશ્રમ લેતો થયો, અને ત્યાર પછી વર્ષેક દિવસ પછી (ઇ. સ. પૂ. ૨૫૭માં, એટલે "રાજ્યાભિષેક"ના તેરમા વર્ષમાં) એને એટલો ઉત્સાહ આવી ગયો કે એણે શિલાલેખો પ્રકટ કરવા માંડ્યા. એના

---

* અશોકના શિલાલેખમાં **'मया संघे उपयाते'** એવા શબ્દો આવે છે તેના અર્થ વિષે તીવ્ર મતભેદ છે : (૧) મેં સંઘનો સમાગમ કર્યો, એટલે મઠની મુલાકાત લીધી એવો અર્થ થાય; (૨) હું સંઘમાં જોડાયો, એટલે બૌદ્ધ ધર્મનો ભિક્ષુ થયો એ બીજો અર્થ થાય; અને (૩) ભિક્ષુ રાજ્ય કેવી રીતે કરે એ ગુંચવણનો ઉકેલ આણનારો ત્રીજો અર્થ એ કરવામાં આવે છે કે હું ભિક્ષુઓની સાથે રહ્યો (એટલે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને નહિ) પણ તે સમયે ગૃહસ્થાશ્રમથી વિમુખ ખરા, પણ ગૃહસ્થાશ્રમનો જેણે ત્યાગ કરેલો નહિ એવા માણસો ભિક્ષુઓના સંઘમાં રહી શકતા અને તે 'ભિક્ષુગતિક' કહેવાતા તેવી જ રીતે એ પણ 'ભિક્ષુગતિક' તરીકે સંઘમાં રહ્યો, 'ભિક્ષુ' તરીકે નહિ.

પોતાના કહેવા પરથી આપણને માલમ પડે છે કે એના પ્રાચીનમાં પ્રાચીન શિલાલેખો આ વર્ષના (ઇ. સ. પૂ. ૨૫૭ ના) છે. ત્યાર પછી એણે અનેક શિલાલેખો કોતરાવ્યા, જેમાંના કેટલાક નાશ થયેલા છે અને કેટલાક હજી અપ્રસિદ્ધ રહેલા છે. એ વખતમાં પોતાના રાજ્યનાં જૂદાં જૂદાં નગરોમાં એણે પ્રવાસ પણ સારો કરેલો જણાય છે.

બૌદ્ધધર્મનો સ્વીકાર

આ પ્રમાણે ઇ. સ. પૂ. ૨૬૧–૨૬૦ માં અશોકે બૌદ્ધધર્મ સ્વીકાર્યો એવું આપણે માનીએ તો તે ભૂલભરેલું કહેવાશે નહિ. ત્યાર પછી (ઇ. સ. પૂ. ૨૫૯ માં) એ ઉપાસક દશામાંથી આગળ વધીને બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો, મૃગયાવિહારનો એણે ત્યાગ કર્યો, અને આરંભના વર્ષના મોજશોખ છોડીને સાધુઓના સંગમાં અને ધર્મવિષયક ચર્ચાઓમાં એણે આનન્દ માણવા માંડ્યો.

એ ધર્મવિષયક ચર્ચાઓનું સ્વરૂપ કેવું હતું તે જાણવાનો આ સ્થળે આપણે પ્રયત્ન કરીશું.

બૌદ્ધ ધર્મનું સ્વરૂપ :
૧. અહિંસા

મનુષ્યે આ સંસારમાં જન્મ લઇને ઈશ્વર તરફ, સમાજ તરફ, તેમજ પોતાની જાત તરફ જે જે ફરજો બજાવવાની તે સર્વનો 'ધર્મ' એ શબ્દની અંદર સમાવેશ

થાય છે; પણ ખાસ કરીને હિન્દુઓમાં 'ધર્મ' એ શબ્દ વડે 'વર્ણાશ્રમધર્મ'નું જ ભાન થાય છે. દરેક વર્ણના જૂદા જૂદા ધર્મ છે અને એક વર્ણને માટે જે ધર્મ આવશ્યક હોય તે ઇતર વર્ણને માટે અનાવશ્યક હોય, એટલું જ નહિ પણ અગ્રાહ્ય હોય એવું બને છે. મુસલમાનોની ચઢાઈ વગેરેને પરિણામે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા હાલ જેટલી સખત સ્વરૂપમાં આપણા જોવામાં આવે છે તેટલી અશોકના વખતમાં નહોતી, તો પણ તે વખતે એ વર્ણવ્યવસ્થા છેક પ્રાથમિક સ્વરૂપમાં નહોતી, અને હાલ સાધારણ રીતે 'ધર્મ' એ શબ્દથી આપણા હૃદયમાં જેવા વિચારો આવે છે તેવા જ કંઈક તે વખતે પણ આવતા હતા. 'ધર્મ'ના આ સામાન્ય વિચારમાં અને અશોકના શિલાલેખોદ્વારા જે 'ધર્મ' ઉપદેશવામાં આવ્યો છે તેમાં ભેદ એ છે કે એ શિલાલેખના 'ધર્મ'માં બુદ્ધના સિદ્ધાન્તોને અનુસરીને નીતિવિષયક વિચારોને ખાસ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. એ 'ધર્મ'માંથી 'વર્ણાશ્રમધર્મ'ના ખ્યાલને દૂર કરવામાં આવ્યો છે અને અહિંસાધર્મને તેમ જ માબાપ અને વડીલોની શુશ્રૂષાને સૌથી વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે. આ સદ્ગુણોનું માહાત્મ્ય બ્રાહ્મણ ધર્મના અનુયાયીઓ સમજતા નહોતા એવું કંઈ નહોતું, પણ ધર્મવિચારના ઉત્તરોત્તર વિકાસને પરિણામે બૌદ્ધધર્મમાં એ સદ્ગુણો ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો અને તેને લીધે જ અશોકના શિલાલેખોમાં પણ એ સદ્ગુણોને વિશેષ અગત્યના ગણવામાં આવ્યા હતા.

૨ પુણ્યદાન વગેરે

એ ઉપરાંત પુણ્યદાન, મતાન્તરસહિષ્ણુતા, અસદ્‌વચનનો પરિત્યાગ એવા એવા અનેક સદ્‌ગુણો વિષે એ શિલાલેખોમા જૂદે જૂદે સ્થળે લખવામા આવ્યુ છે પ્રાણિમાત્રનુ ભલુ થાય એ તરફ જ એ સઘળા ઉપદેશોનુ અચૂક લક્ષ્ય છે એ ઉપદેશાનુસાર વર્તન ગખવાથી આ લોકમા તેમ જ પરલોકમા કલ્યાણ થાય છે એવુ સ્થળે સ્થળે કહેવામા આવ્યુ છે, પણ કોઈ પણ સિદ્ધાન્ત તર્ક વડે સાબીત કરવાનો પ્રયત્ન કોઈ પણ શિલાલેખમા કરવામા આવ્યો નથી તેમ જ કેવળ તર્કના વ્યાપારને કઈ પણ ઉપયોગનો ગણવામા આવ્યો નથી નીતિવિષયક વિચારો માત્ર નિત્યના વ્યવહારને માટે ઉપદેશવામા આવ્યા છે અને તેને સ્વતસિદ્ધ જેવા ગણવામા આવ્યા છે માત્ર એકજ શિલાલેખમા ભગવાન્ બુદ્ધનુ પ્રમાણ આપવામા આવ્યુ છે પણ બુદ્ધના પ્રમાણ ઉપરથી જ અશોકના નીતિવિચારો ઘડાયા છે એ વાત નિઃસશય છે બૌદ્ધધર્મના પુસ્તકોનો અશોક જાતે અભ્યાસ કરતો અને કેટલાક શિલાલેખોની શૈલી પૂરેપૂરી બૌદ્ધધર્મના સાહિત્યને અનુસરતી જ છે બૌદ્ધધર્મને અનુસરીને પોતાના ઉપદેશો ઘડાયલા છે એવુ અશોકને લાગતુ એટલે બીજુ કોઈ પણ પ્રમાણ આપવાની એને જરૂર જણાતી નહિ

એનો બીજો ઉપદેશ એ હતો કે મનુષ્યના પોતાના ઐહિક તેમજ આમુષ્મિક કલ્યાણને માટે સતત પરિશ્રમની જરૂર છે. એ સતત પરિશ્રમ લેવામાં આવે તો મનુષ્ય પોતાની જ મેળે પોતાનું કલ્યાણ સાધી શકે છે. બીજા ધર્મોમાં, પાપથી મુક્ત થવાને માટે અને અવિચળ સુખ મેળવવાને માટે ઈશ્વરકૃપા આવશ્યક ગણવામાં આવી છે, પણ બૌદ્ધધર્મમાં તેમ નથી. એ ધર્મમાં ઈશ્વરના અસ્તિત્વનો વિચાર પણ કરવામાં આવ્યો નથી. "ધમ્મપદ"માં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણેઃ—

૩. પરિશ્રમ.

"આપણે જાતે પાપ કરી છીએ,
આપણે જાતે દુઃખ ભોગવીએ છીએ,
આપણે જાતે દુષ્કૃત્યથી દૂર રહીએ છીએ,
આપણે જાતે વિશુદ્ધિને મેળવીએ છીએ.
આપણા સિવાય આપણું કોઈ હિતકર્તા નથી;
આપણા સિવાય કોઈ આપણું હિત કરી શકે એમ નથી;
આપણે જ તે પંથ ઉપર વિચારવાનું છે;
બુદ્ધો તો માત્ર આપણને માર્ગનિર્દેશ કરનારા છે."

અશોકે જે ધર્મનો ઉપદેશ આપ્યો છે તેનું સ્વરૂપ આપણે જોયું. અશોક પોતે પાછળથી બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો હતો એ પણ આપણે ઉપર જણાવી ગયા છીએ. આ ઉપરથી એણે રાજ્યાસનનો ત્યાગ

રાજ્યાસન અને ભેખ

કર્યો હતો એવું આપણે સમજવાનું નથી; કારણ કે એના શિલાલેખો ઉપરથી જ આપણને માલમ પડે છે કે એણે રાજ્યની લગામ કદી છોડી દીધી નહોતી. આપણે ઉપર જોઇ ગયા છીએ તે પ્રમાણે એનો પ્રાચીનમાં પ્રાચીન શિલાલેખ, જે એણે રાજા તરીકે જ પ્રકટ કર્યો હતો, તેમાં એણે જણાવ્યું છે કે "વર્ષ કરતાં વધારે વખત થયાં હું બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો છું." એણે જ્યાં સુધી રાજ્ય કીધું ત્યાં સુધી ધર્મની સર્વોપરી સત્તા એના જ હાથમાં હતી એમ મિ. વિન્સેન્ટ સ્મિથ કહે છે :–"Throughout his reign he retained the position of Head of the Church and Defender of the Faith" * એના રાજ્યના છેલ્લા દશ વર્ષના શિલાલેખોમાં પણ ધર્મના રક્ષણ વિષેની એની કાળજી એટલી જ જોવામાં આવે છે અને બૌદ્ધધર્મના અનુયાયીઓમાં કલહનો પ્રવેશ ન થાય તેને માટે એણે ખાસ નિયમો ઘડ્યા હતા. એના એક શિલાલેખમાં એણે પોતાને વિષે 'મગધદેશનો રાજા' એ શબ્દો વાપર્યા છે અને બૌદ્ધધર્મના પવિત્ર ગ્રન્થોમાંથી સાત ફકરાઓ ચૂંટી કાઢીને રાજા તરીકે એ ફકરાઓ

* આ વચનને માટે શિલાલેખોમાથી પૂરતો આધાર મળતો જણાતો નથી. રાજા તરીકે ધર્મને એ આશ્રય આપતા. અન્ય ધર્મના અનુયાયીઓને પણ એનું રક્ષણ મળતું અને દાન પણ મળતું. બૌદ્ધધર્મ પર એનો વિશેષ પક્ષપાત હોવાથી તેને એના આશ્રયનો તથા એની સંભાળનો ખાસ લાભ મળતો. એથી કોઈ વિશેષ અર્થમાં આ વચન સત્ય જણાતું નથી.

નિયમોનું પાલન કર્યું હોય અને તેની સાથે સાથે રાજ્ય પણ રૂડી રીતે ચલાવ્યું હોય એ અસંભવિત નથી. અશોકના ભાઈ વીતાશોકે પણ ભિક્ષુપણું સ્વીકાર્યું હતું અને રાજમહેલ તરફથી તેને ભિક્ષા આપવામાં આવતી હતી એવી જે દંતકથા છે તે ઉપરથી પણ માલમ પડે છે કે રાજાઓ ભિક્ષુ તરીકે રહી શકે એવી વ્યવસ્થા તે વખતે સહેલાઈથી કરી શકાતી હતી. વળી સંઘમાં એક વખત દાખલ થયા પછી સંઘમાંથી નીકળી શકાય જ નહીં એવું પણ નહોતું. બ્રહ્મદેશ અને લંકામાં હાલ પણ ઘણા માણસો થોડા વખતને માટે સંઘમાં દાખલ થાય છે અને વળી પાછા નગરજનો તરીકે જીવન ગાળતા થાય છે. આ પ્રમાણે જો સાધારણ માણસોથી પણ થઈ શકે તો રાજાઓથી તો એ પ્રમાણે વધારે સહેલાઈથી થઈ શકે એ ખુલ્લું જ છે. ગમે તેમ હોય, પણ એટલું તો નક્કી છે કે બૌદ્ધધર્મના અનુયાયી (ભિક્ષુ?) તરીકેનાં તેમ જ હિન્દુસ્તાનના શહેનશાહ તરીકેનાં કર્તવ્યો અશોક એકી વખતે બજાવતો અને એ કર્તવ્યો બજાવતાં કંઈ પણ ગુંચવણ આવતી હશે તો તેને એ ગમે તે રસ્તે પણ દૂર કરતો.

**ધાર્મિક પ્રવાસ**

અશોકે ઉપદેશેલા ધર્મનું સ્વરૂપ કેવું છે અને ભિક્ષુ તેમજ રાજા તરીકેનાં વિરોધી કર્તવ્યો એણે કેવી રીતે બજાવ્યાં હશે તે વિષે આટલો વિચાર કરીને અશોકના જીવનની મુખ્ય મુખ્ય વિગતો

તરફ હવે આપણે પાછા વળીએ. ઇ. સ. પૂ. ૨૬૧માં એના જીવનમાં અગત્યનો ફેરફાર થયો. એ વર્ષમાં એણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો અને ઉપાસક તરીકે એ ધર્મને રક્ષણ આપવાના, એ ધર્મનો પ્રચાર કરવાના, અને એ ધર્મ ઉપદેશવાના એણે પ્રયત્ન કરવા માંડ્યા, અને ત્યાર પછી અઢી વર્ષ રહીને એ બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો, મૃગયાવિહારનો એણે ત્યાગ કર્યો, અને "ધાર્મિક પ્રવાસો" એણે કરવા માંડ્યા—'ધર્મયાત્રા' એણે કરવા માંડી. એટલે સુધીની હકીકત આપણે ઉપર જોઈ ગયા છીએ. કેટલાક સ્તંભ ઉપરનાં લખાણો ઉપરથી આપણને માલમ પડે છે કે ગૌતમ બુદ્ધની જન્મભૂમિ, કનકમુનિ—જે બુદ્ધનો આગલો અવતાર હતો—તેનો સ્તૂપ, એવાં કેટલાંક સ્થળો એ જોઈ આવ્યો હતો. "અશોકાવદાન" નામની સંસ્કૃત કથા ઉપરથી પણ એવું માલમ પડે છે કે ઉપગુપ્ત નામના આચાર્યની સાથે રહીને કપિલવસ્તુ, બુદ્ધગયા આગળનું બોધિવૃક્ષ, કાશીનગરી આગળનું ઋષિપત્તન અથવા સારનાથ, શ્રાવસ્તી આગળનો મઠ, આનન્દનો સ્તૂપ વગેરેનાં એણે દર્શન કર્યાં હતાં. આ ઉપગુપ્તાચાર્ય ખરેખરો ઐતિહાસિક પુરુષ હોય એ બનવા જોગ છે. પાછલા સમયમાં જેમ હેમચન્દ્રે કુમારપાળ રાજાની પાસે જૈનધર્મ સ્વીકારાવ્યો હતો તેમ આ ઉપગુપ્તાચાર્યે અશોક રાજાની પાસે બૌદ્ધધર્મ સ્વીકારાવ્યો હશે. ઇ. સ. પૂ. ૨૫૯માં મૃગયાવિહારનો ત્યાગ અને ધાર્મિક પ્રવાસોની શરૂઆત કરવા ઉપરાંત અશોકે વધારે મહત્ત્વનું કાર્ય એ

કર્યું કે ઠામ ઠામ બૌદ્ધધર્મનો ઉપદેશ આપવાને માટે એણે માણસો મોકલવા માંડ્યાં. દક્ષિણમાં છેક લંકા સુધી એ માણસો ગયાં હતાં. એટલેથી જ સન્તોષ ન માનતાં હિન્દુસ્તાનની પેલી તરફ સીરિયાના રાજા ઍન્ટિયોકસ, ઇજિપ્ટના રાજા ટૉલેમી, ઉત્તર આફ્રિકામાં સાઈરીનના રાજા મૅગસ, મૅસિડોનિયાના રાજા ઍન્ટિગોનસ, અને એપિરસના રાજા સિકંદર એ સર્વના મુલકોમાં એણે ધર્મોપદેશકોને મોકલી આપ્યા.* ધર્મપ્રસારને માટે આવો ભગીરથ પ્રયત્ન જગતના ઇતિહાસમાં કોઈએ પણ કર્યો નથી. એ પ્રયત્નનું ફળ એ થયું કે આખા હિન્દુસ્તાનમાં અને લંકામાં જ નહિ, પણ આખરે બ્રહ્મદેશ, સિયામ, ચીન, કોરિયા, જાપાન, મંગોલિયા, ટિબેટ, અને એશિયાના બીજા અનેક દેશોમાં એ ધર્મ દાખલ થયો. આમાંના કેટલાક દેશોમાં એ ધર્મ અશોકના મૃત્યુ પછી સૈકાઓ વહી ગયા પછી દાખલ થયો હતો એ ખરૂં, પણ એ ધર્મ મોડો વહેલો પણ આમ અનેક દેશોમાં દાખલ થયો તેનું મૂળ કારણ એ જ છે કે મહારાજા અશોકે એ ધર્મને ટેકો આપ્યો અને એ ધર્મ હિન્દુસ્તાનના અમુક પંથનો જ ધર્મ હતો તેનું ગૌરવ વધારીને તેને આખા જગતનો ધર્મ બનાવી દીધો. ધર્મના અનુયાયીઓની સંખ્યા તરફ જ આપણે લક્ષ આપીએ તો કદાચ એ

* જે મહેલમાંથી અશોકે હુકમ આપ્યો હતો તે મહેલનાં ખાંડેરો પાટલિપુત્રમાં હાલ મળી આવ્યાં છે. એ મહેલને સો સ્તંભ હતા એમ જણાય છે.

ધર્મને જગતનો મોટામાં મોટો ધર્મ આપણને ગણવો પડે. રોમના રાજા કૉન્સ્ટૅન્ટાઇને જેવી રીતે ખ્રિસ્તી ધર્મના પ્રસારને ઉત્તેજન આપ્યું તે જ પ્રમાણે હિન્દુસ્તાનના રાજા અશોકે બૌદ્ધધર્મના પ્રસારને ઉત્તેજન આપ્યું. ફેર માત્ર એટલો હતો કે કૉન્સ્ટૅન્ટાઈન રાજાએ ધર્મના ઉત્તેજનના કાર્યમાં જે આગળ પડતો ભાગ લીધો તે કેવળ ધાર્મિકતાને લીધે નહિ પણ કેટલાંક રાજદ્વારી કારણોને લીધે હતું, ત્યારે અશોક રાજાને પોતાના ધર્મકાર્યમાં પ્રેરનારૂં બળ તેના હૃદયમાં જ હતું. ધીરે ધીરે એની ધર્મ ઉપરની શ્રદ્ધા વધારે ને વધારે મજબૂત બની ગઈ હતી અને તેને પરિણામે જ એ ધર્મના પ્રસારને અર્થે પોતાની બુદ્ધિનું અને પોતાના હૃદયનું સઘળું બળ એણે સમર્પી દીધું, અને ખાસ કરીને એ કાર્યમાં જ એણે પોતાની સઘળી રાજ્યસત્તાનો ઉપયોગ કર્યો.

**લંકામાં બૌદ્ધધર્મનો પ્રવેશ**

લંકાની પ્રજાએ બૌદ્ધધર્મ કેવી રીતે સ્વીકાર્યો તેના વિષે હિન્દુસ્તાનની અને લંકાની અનેક દંતકથાઓ છે તે ઘણી ચમત્કારભરી છે. એ દંતકથાઓ ઐતિહાસિક દૃષ્ટિએ કંઈ પણ અગત્યની નથી. અશોકનો ભાઈ મહેન્દ્ર હવામાં ઊડીને લંકા ગયો અને પહેલા જ ધર્મોપદેશની અસરથી લંકાનો રાજા અને લંકાની પ્રજાનાં ચાળીસ હજાર માણસો બૌદ્ધ ધર્મ સ્વીકારતાં થઈ ગયાં, વળી લંકાની રાણી

અને તેની પાંચસો પરિચારિકાઓ બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થવાને તત્પર બની ગઈ અને એ કાર્યને માટે સ્ત્રીની જરૂર હોવાથી અશોક રાજાએ ખાસ પોતાની પુત્રી સંઘમિત્રાને લંકામાં મોકલી એ સઘળી હકીકત કોઈથી પણ માની શકાય એવી નથી. બૌદ્ધધર્મ એટલી બધી ઝડપથી તો લંકામાં નહિ જ દાખલ થયો હોય. પણ એ ધર્મ ત્યાં કેવી રીતે દાખલ થયો તે વિષે કોઈ પણ ઐતિહાસિક પ્રમાણો આપણને જડી આવતાં નથી. અશોકના શિલાલેખો ઉપરથી તો આપણને એટલી જ ચોક્કસ માહિતી મળે છે કે અશોક તરફથી કેટલાક ધર્મોપદેશકોને લંકા સુધી મોકલવામાં આવ્યા હતા. મિ. વિન્સેન્ટ સ્મિથને તો અશોકને સંઘમિત્રા નામની પુત્રી હતી ખરી કે નહિ તે વિષે જ શક છે. એ વિદ્વાન્ કહે છે કે 'સંઘમિત્રા' એ નામ જ જોડી કાઢવામાં આવેલું જણાય છે. સંઘની મિત્ર એટલો જ એ નામનો અર્થ છે. વળી કોઈ પણ શિલાલેખમાં એ સંઘમિત્રા વિષે કથન કરવામાં આવ્યું નથી. એટલે સંઘમિત્રા ખરેખરી થઈ ગઈ હતી કે કેમ તે જ શક પડતું છે. પ્રોફેસર ઓલ્ડનબર્ગ તો એટલે સુધી કહે છે કે મહેન્દ્ર અને સંઘમિત્રા એ બેઉ વિષેની હકીકત તદ્દન જોડી જ કાઢવામાં આવેલી છે. એ બેઉ વિદ્વાનોનો મત એવો છે કે બૌદ્ધધર્મનું જે વિશાળ સાહિત્ય લંકામાં હાલ અસ્તિત્વ ધરાવે છે તે મગધદેશની સાથેના સીધા સમ્બન્ધથી નહિ, પણ હિન્દુસ્તાનની બીજી પ્રજાઓના દીર્ઘ કાળના પરિચયને

પરિણામે જ ઉત્પન્ન થયું હશે. પાંચમાં સૈકામાં ફા હ્યાન નામના અને સાતમા સૈકામાં હ્યૂન સંગ નામના ચીના મુસાફરોએ જે કંઈ કહ્યું છે તે ઉપરથી માલમ પડે છે કે તેઓના વખતમાં છેક દક્ષિણના છેડા સુધી બૌદ્ધધર્મનો સારી રીતે પ્રચાર થયો હતો, અને હ્યૂન સંગના લખવા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ચોલ, દ્રાવિડ અથવા પલ્લવ વગેરે દક્ષિણનાં રાજ્યોમાં બૌદ્ધધર્મના સ્તૂપો એના વખતમાં અસ્તિત્વ ધરાવતા હતા. વળી કાવેરીની દક્ષિણમાં આવેલા પાંડ્ય દેશમાં ઈ. સ. ૬૪૦માં ધર્મની શી સ્થિતિ હતી તે વિષે લેખ લખતાં હ્યૂન સંગે એવું પણ જણાવ્યું છે કે "આ નગર (? મદુરા)ની પૂર્વ દિશામાં એક જૂનો 'સંઘારામ' (મઠ) છે તેનો ચોક અને આગલો ભાગ જંગલી છોડવાઓથી ઢંકાઈ ગયેલો છે, માત્ર તેની દિવાલો જ રહી છે. આ મઠ અશોકરાજના નાના ભાઈ મહેન્દ્રએ બંધાવ્યો હતો. એની પૂર્વમાં એક સ્તૂપ છે તેની ભવ્ય દિવાલો હવે પૃથ્વીમાં દટાઈ ગઈ છે અને માત્ર ઉપરનું શિખર જ જોવામાં આવે છે. આ સ્તૂપ અશોકરાજે પોતે બંધાવ્યો હતો." નવ સૈકાઓ વીત્યા પછી, પણ અશોક અને એના ભાઈની હકીકત દક્ષિણ દેશમાં કેવી ચોક્કસ જળવાઈ રહી હતી તે હ્યૂન સંગના આ લખાણ ઉપરથી જણાઈ આવે છે, અને કાવેરીની દક્ષિણના એક મઠમાં મહેન્દ્ર વસતો હતો એવું પણ એ લખાણ ઉપરથી જણાઈ આવે છે. મહેન્દ્ર મગધદેશથી હવામાં ઊડીને લંકા ગયો એવી દંતકથાના કરતાં આ મઠ આગળથી

એ લંકા ગયો એ કલ્પના વધારે સંભવિત લાગે છે. ત્યાં જઈને પણ એક જ ધર્મોપદેશથી ચાળીસ હજાર માણસોને એ બૌદ્ધધર્મી નહિ જ બનાવી શકયો હોય.

દાસીપુત્ર કે ભાઈ ?

ત્યારે અશોકનો નાનો ભાઈ મહેન્દ્ર અથવા મહિન્દ નામનો હતો અને લંકામાં બૌદ્ધધર્મનો પ્રચાર કરવાના કાર્યમાં તેણે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો એ વાતમાં કંઈ સંશય જેવું નથી. હિન્દુસ્તાનની અને લંકાની દંતકથામાં જે સરખાપણું છે તે ઉપરથી અને હિન્દુસ્તાનના તેમ જ લંકાના શિલાલેખોમાં એનું નામ વાંચવામાં આવે છે તે પરથી એનું અસ્તિત્વ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે. પણ લંકાની દંતકથામાં એ મહેન્દ્રને અશોકનો દાસીપુત્ર કહેવામાં આવ્યો છે તે ખરૂં જણાતું નથી. ઉત્તર હિન્દુસ્તાન અને દક્ષિણ હિન્દુસ્તાનમાં, પાટલિપુત્ર અને કાંચી બેઉ સ્થળોએ, જે દંતકથા પ્રચલિત છે તે ઉપરથી, તેમ જ પાંચમા સૈકામાં ફા હ્યાન અને ઈ. સ. ૬૪૦માં હ્યૂન સંગે જે લખ્યું છે તે ઉપરથી, મહેન્દ્ર એ અશોકનો દાસીપુત્ર હતો એ વાત ખોટી ઠરે છે. હ્યૂન સંગને કાંચીમાં લંકાના કેટલાક સાધુઓ (ભિક્ષુઓ) મળ્યા હતા તેઓએ બૌદ્ધધર્મ લંકામાં કેવી રીતે દાખલ થયો તે વિષેની કથા એની આગળ કહી હતી, પણ તેઓએ મહેન્દ્રને અશોકના દાસીપુત્ર તરીકે નહિ પણ નાના ભાઈ તરીકે જ વર્ણવ્યો હતો. ખરી

હકીકત શી હતી તેને માટે સ્વાભાવિક રીતે પાટલિપુત્ર, જે મગધદેશની રાજધાનીનું શહેર હતું, ત્યાંના લોકોની પ્રચલિત માન્યતા ઉપર આપણે વિશેષ આધાર રાખી શકીએ, અને ફા હ્યાન ઈ. સ. ૪૦૦માં ત્યાં ગયો હતો ત્યારે એણે અશોકના સાધુ થયેલા ભાઇ વિષેની હકીકત સાંભળી હતી. એ ભાઈનું નામ મહેન્દ્ર હતું એ વાત હ્યૂન સંગે જણાવી છે. કેટલીક દંતકથાઓમાં એનું વીતાશોક અથવા વિગતાશોક એવું નામ પણ જણાવવામાં આવ્યું છે, પણ હિન્દુસ્તાન અને લંકાના શિલાલેખને આધારે મહેન્દ્ર અથવા મહિન્દ એ જ એનું ખરૂં નામ હતું એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ.

મહેન્દ્રનો ભેખ

મહેન્દ્રએ સાધુપણું સ્વીકાર્યું એમાં કંઈ પણ અસ્વાભાવિક નથી. રાજાનું મૃત્યુ થતાં જ્યેષ્ઠ પુત્રને રાજગાદી મળે અને બીજા પુત્રો ધાર્મિક જીવન ગાળે એવું હિન્દુસ્તાનમાં ઘણી વખત બન્યું છે. પ્રો. જૅકોબી કહે છે તે પ્રમાણેઃ—"The spiritual career in India, just as the Church in Roman Catholic countries, seems to have offered a field for the ambition of younger sons." આ કારણથી, મહેન્દ્રએ ધાર્મિક જીવન સ્વીકાર્યું હતું એવું માનતાં આપણને સંકોચ રાખવાનું કારણ નથી.

એ મહેન્દ્રની હકીકત છોડીને હવે પાછા આપણે અશોક તરફ વળીએ. રાજ્યાભિષેક પછીના તેરમા અને ચૌદમા વર્ષમાં (ઇ. સ. પૂ. ૨૫૭–૬ માં) અશોકે બૌદ્ધધર્મના વિશેષ પ્રસારને માટે ઘણા પ્રયત્નો કર્યા અને અનેક શિલાલેખો પ્રસિદ્ધ કર્યા. એ જ અરસામાં બૌદ્ધ સંપ્રદાયની બહારના આજીવક * યોગીઓના ઉપયોગને માટે ગયાની પાસેના ડુંગરોમાં આવેલી કીમતી ગુફાઓ એણે અર્પણ કરી અને જાહેર ઉપદેશને માટે પાંચ પાંચ વર્ષે અમલદારોએ ધાર્મિક પ્રવાસ કરવા નીકળી પડવું એવો હુકમ એણે બહાર પાડ્યો. નાના મોટા સઘળા અમલદારોને એણે એવો પણ હુકમ આપ્યો કે "જ્યાં જ્યાં તમે જાઓ ત્યાં ત્યાં તમારી સાધારણ ફરજો બજાવવા ઉપરાંત ધર્મપ્રસારની વિશેષ ફરજ બજાવવાનું પણ તમારે ભૂલવું નહિ." આ સઘળા હુકમોને બરાબર જાહેરમાં લાવવાને માટે પણ એણે ચોક્કસ વ્યવસ્થા કીધી હતી.

શિલાલેખ

'રાજ્યાભિષેક' પછીના ચૌદમા વર્ષમાં (ઇ. સ. ૨૫૬માં) બીજું અગત્યનું કામ એણે એ કીધું કે "ધર્મમહામાત્ર" એ નામના ખાસ અમલદારો એણે નીમ્યા. ધર્મ સમ્બન્ધી સઘળી આજ્ઞાઓ બરાબર

ધર્માધિકારી

* આ આજીવકોના ૧. બ્રાહ્મણ અને ૨. અબ્રાહ્મણ એવા બે વિભાગ હતા એમ જણાય છે. બ્રાહ્મણ આજીવકો તે યોગીઓ, અબ્રાહ્મણ આજીવકો તે જૈન જતિઓ.

પળાય છે કે નહિ તેની દેખરેખ રાખવી એ આ અમલદારોનું કામ હતું. હાલ કેટલાંક દેશી રાજ્યોમાં જેવા 'ધર્માધિકારી'ઓ નીમવામાં આવે છે તેવા આ અમલદારો હતા. એ અમલદારોના હાથ નીચે બીજા પણ અમલદારો નીમવામાં આવ્યા હતા તેઓ "ધર્મયુક્ત" એ નામથી ઓળખાતા.

અન્ય લેખો

ત્યાર પછીના વર્ષમાં, 'રાજ્યાભિષેક'ના પંદરમા વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૫૫ માં), અશોકે ફરીથી "આગલા બુદ્ધ" કનકમુનિનો સ્તૂપ વધારે મોટો કીધો. 'રાજ્યાભિષેક'ના વીસમા વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૫૦માં) અશોકે આજીવકોને ત્રીજી ગુફા અર્પણ કરી; અને ત્યાર પછીના વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૪૯માં) ઉપર આપણે જણાવી ગયા છીએ તેવાં તેવાં સ્થળોએ એણે ધાર્મિક પ્રવાસ કર્યો. 'રાજ્યાભિષેક'ને સત્તાવીસમે વર્ષે (ઈ. સ. પૂ. ૨૪૩માં) એણે સ્તંભ ઉપર કોતરેલો એક લેખ પ્રકટ કર્યો તેમાં દરેક માણસે અમુક ધર્મ સ્વીકારવાની જરૂર વિષે એણે ઉપદેશ આપ્યો. તારીખ સાથનો છેલ્લામાં છેલ્લો શિલાલેખ ઈ. સ. પૂ.૨૪૨નો છે તેની દસ કલમો છે, અને ધર્મના પ્રચારને માટે પોતાના રાજ્ય દરમ્યાન પોતે શાં શાં પગલાં ભર્યાં હતાં તે તેમાં જણાવવામાં આવ્યું છે. બીજા કેટલાક લેખો ટૂંકા ટૂંકા છે અને તે પાછળથી લખાયલા જણાય છે. સારનાથનો

શિલાલેખ છે તેમાં ધર્મની બાબતમાં કલહ કરનારાઓની શિક્ષા નક્કી કરવામાં આવી છે અને ધર્મની બાબતમાં તકરાર દાખલ થવા ન દેવાનો રાજાનો નિશ્ચય જાહેર કરવામાં આવ્યો છે. પાટલિપુત્રમાં એ જ વખતે બૌદ્ધ-ધર્મીઓની એક સભા મળેલી કહેવાય છે, એટલે સારનાથના શિલાલેખને એ સભાની સાથે કંઈક સમ્બન્ધ હોય એ ઘણું સંભવિત જણાય છે. લંકાનાં પુસ્તકોમાં એવું જણાવવામાં આવ્યું છે કે બૌદ્ધધર્મીઓની સભા અશોકના 'રાજ્યાભિષેક' પછી સોળ અથવા અરાડ વર્ષ રહીને મળી હતી, પણ તે ભૂલભરેલું જણાય છે, કારણ કે 'રાજ્યાભિષેક' ના ૨૮ મા વર્ષ પહેલાં જો એ સભા મળી હોત તો જે શિલાલેખમાં પોતાના રાજ્ય દરમ્યાન ધર્મ-પ્રચારને માટે કરવામાં આવેલાં કાર્યોની ગણત્રી કરવામાં આવી છે તેમાં એ સભા વિષે લખવામાં આવ્યા વગર રહેત નહિ. એ છેલ્લા શિલાલેખ પછીના દસ અગિયાર વર્ષમાં ગમે ત્યારે બૌદ્ધધર્મીઓની સભા મળી હોય એ સંભવિત છે. એ સભા ધર્મનો વિરોધ શમાવવાને મળી હતી એવું કહેવામાં આવે છે તે જો ખરૂં હોય તો સારનાથના શિલાલેખમાં એ સભાનો ઠરાવ જ દાખલ કરવામાં આવ્યો છે એવા અનુમાન ઉપર આપણે આવી શકીએ, અને એ સઘળા નાના શિલાલેખો રાજ્યનાં છેવટનાં વર્ષોમાં જ લખાયા હોવા જોઈએ એવો ચોક્કસ નિર્ણય આપણાથી થઈ શકે.

**પશુજીવનની પવિત્રતા**

અશોકના રાજ્યના મુખ્ય મુખ્ય બનાવોની તારીખો આપવાનું કંટાળાભરેલું કામ હવે પૂરૂં થયું છે. જેની તારીખો આપી શકાય એમ નથી એવી કેટલીક હકીકતો જણાવવાનું જ હવે બાકી રહે છે. પશુજીવનની પવિત્રતા એ અશોકનો મુખ્ય સિદ્ધાન્ત હતો એ આપણે જોઈ ગયા છીએ. એ સિદ્ધાન્ત અશોકે પ્રથમથી જ સ્વીકાર્યો હતો એમ નહોતું. એના રાજ્યના આરંભનાં વર્ષોમાં એ માંસાહાર પણ છૂટથી કરતો હતો. પાછળથી એણે એ માંસાહાર ઓછો કર્યો અને 'રાજ્યાભિષેક'ના તેરમા વર્ષથી તો એણે માંસાહારનો સંપૂર્ણ ત્યાગ કર્યો. રાજધાનીના શહેરમાં થતા પશુયજ્ઞો એણે બંધ કીધા અને માંસનો જેમાં છૂટથી ઉપયોગ કરવામાં આવતો હોય એવા ઉત્સવો ઉજવવાની પણ એણે મનાઈ કીધી. બૌદ્ધધર્મ સ્વીકાર્યા પછી એ વર્ષ રહીને એણે મૃગયાવિહારનો ત્યાગ કર્યો. છેવટે પ્રજાના ઉપયોગને માટે 'પશુવધ વિષેના સખત નિયમો એણે ઘડ્યા. અમુક અમુક 'પશુઓની હિંસા તો કદી પણ કરવી નહિ એવો એણે હુકમ આપ્યો, અને જે પશુઓની હિંસા કરવાની તદ્દન બંધી એણે ન કીધી તેના સમ્બન્ધમાં પણ એણે કેટલાક પ્રતિષેધ મૂકયા. કેવી રીતની હિંસા થઈ શકે અને કેવી રીતની હિંસા ન થઈ શકે તેના પણ એણે કાયદાઓ બાંધ્યા, અને હિંસા ન કરવાના ચોક્કસ દિવસો પણ એણે ઠેરવ્યા. આ સઘળા નિયમોનું

પાલન કરાવવા જતાં એને ઘણી સખ્તાઈ વાપરવી પડી હશે એમાં સંશય નથી. મોક્ષને અર્થે પશુયજ્ઞની જે વખતે જરૂર મનાતી હતી તે વખતે એ સખ્તાઈ પ્રજાવર્ગને અસહ્ય લાગ્યા વિના ભાગ્યે જ રહી હશે. એ નિયમોનું પાલન બરાબર થાય છે કે નહિ તેની દેખરેખ રાખવા માટે ખાસ ધર્માધિકારીઓ નીમવામાં આવ્યા હતા અને તેઓને પોતાની ફરજ બજાવવાનું આગ્રહ-પૂર્વક વારંવાર કહેવામાં આવ્યું હતું તેને પરિણામે ચાડી ખાનારાઓની સંખ્યા ઘણી વધી ગઈ હશે અને પ્રજાજનો ઉપર ભારે જુલમ ગુજર્યો હશે. નાનામાં નાના જીવની પણ હિંસા ન કરવી એ સિદ્ધાન્ત એકલા બૌદ્ધધર્મમાં જ છે એવું કંઈ નથી. જૈન ધર્મમાં એ સિદ્ધાન્ત એથી પણ વધારે સખ્ત રીતે પાળવામાં આવે છે, અને બ્રાહ્મણ ધર્મમાં પણ અહિંસાધર્મની પ્રશંસા નહોતી થતી એમ નહોતું. પુનર્જન્મનો સિદ્ધાન્ત ઘણા પ્રાચીન સમયથી હિન્દુસ્તાનમાં મનાતો આવ્યો હતો, અને એ સિદ્ધાન્તને પ્રતાપે દેવ અને ગંધર્વ, સુર અને અસુર, માનવી અને પશુ, રે! પ્રાણીમાત્ર એકબીજાની સાથે નિકટના સમ્બન્ધથી જોડાયલાં રહે છે. આ પ્રમાણે અહિંસાનો ધર્મ કંઈ નવો નહોતો, પણ પ્રજાના દરેક માણસની પાસે એ ધર્મ પળાવવો, પછી તે માણસની ધર્મવિષયક માન્યતા ગમે તે હોય, એ નિશ્ચય તો ખરેખરો નવીન જ હતો અને એ નિશ્ચયથી પ્રજાજનોને કેટલાક વખત સુધી ઘણો ત્રાસ ઉપજ્યા વગર નહિ રહ્યો હોય; પણ આખરે

એ નિશ્ચયને અનુસરતું વર્તન રાખતાં તેઓ શીખ્યા અને મન, વચન, અને કર્મથી અહિંસાધર્મને તેઓ સેવતા થયા.

શુશ્રૂષા

'પ્રાણીમાત્રનું જીવન પવિત્ર છે' એ સિદ્ધાન્તની પાસે મૂકી શકાય એવો બીજો સિદ્ધાન્ત એ છે કે 'માણસ માત્રે પોતાનાં માતપિતાની, પોતાના મુરબ્બીઓની, અને પોતાના ગુરુની સેવા કરવી.' આ સિદ્ધાન્ત વિષે પણ અશોકના શિલાલેખોમાં સ્થળે સ્થળે લખવામાં આવ્યું છે.

માનવજીવનની પવિત્રતા

અશોકના રાજ્યમાં ઝીણામાં ઝીણા જન્તુનું જીવન જેટલું પવિત્ર ગણવામાં આવતું તેટલું માનવજીવનને પવિત્ર ગણવામાં આવતું હતું કે નહિ એ એક અગત્યનો પ્રશ્ન છે. એક દંતકથા એવી છે કે અશોકે મૃત્યુની શિક્ષા તદ્દન કાઢી નાંખી હતી, પણ એ દંતકથા ખોટી છે એમ એના શિલાલેખો સિદ્ધ કરી આપે છે. એના કાયદાઓ ઉપરથી જણાય છે કે મૃત્યુની શિક્ષા કાઢી નાંખવાનો વિચાર અશોકના મ[illegible] આવ્યો નહોતો. બૌદ્ધધર્મ પાળનારા બીજા એને પણ મૃત્યુની શિક્ષા આવશ્યક અને [illegible] હોય એવું જણાય છે. એના રાજ્યના [illegible] (ઈ. સ. પૂ. ૨૪૩માં) એણે એવી આજ્ઞા

હતી કે જેને મૃત્યુની શિક્ષા ફરમાવવામાં આવી હોય એવા દરેક કેદીને ત્રણ દિવસનો અવકાશ આપવો કે એ વખતમાં બીજી દુનિયામાં જવા માટેની એ તૈયારી કરી શકે. આ પ્રમાણે મૃત્યુનો ત્રાસ કંઈક ઓછો કરવો એટલું જ એનાથી થઈ શક્યું; પણ મૃત્યુની શિક્ષા એણે તદ્દન કાઢી નાંખી નહિ. પશુજીવનના કરતાં માનવજીવનની કિંમત આ પ્રમાણે ઓછી આંકવામાં આવે છે તેનું ખરું કારણ કદાચ એ જ હશે કે માનવી પોતાના દુષ્કૃત્યને માટે જવાબદાર છે અને બીજાં પ્રાણીઓ પોતાનાં કર્મોની સાધુતા અસાધુતા સમજતાં ન હોવાથી તે કર્મોને માટે તેઓ જવાબદાર નથી. અશોક પછીના સમયમાં પશુવધની શિક્ષા તરીકે મનુષ્યવધ ફરમાવતાં હિન્દુ રાજાઓ અચકાયા નથી, અને અશોકે પણ એવી સખ્તાઈ નહિ જ વાપરી હોય એવું આપણાથી કહી શકાતું નથી.

**મતાન્તરસહિષ્ણુતા** ધર્મના વિષયમાં ઉદાર બુદ્ધિ રાખવી અને મતમતાન્તરને શાન્તિથી સહન કરવા એ ઉપદેશ પણ અશોકના શિલાલેખોમાં સ્થળે સ્થળે જુસ્સાદાર રીતે આપવામાં આવ્યો છે. એ બાબતમાં પણ એના વિચારો ધીરે ધીરે આગળ વધતા ગયા હોય એમ જણાય છે. એના એક આરંભના શિલાલેખમાં એણે જણાવ્યું હતું કે "મારા સતત પરિશ્રમને પરિણામે, હિન્દુસ્તાનમાં સર્વત્ર જે લોકો સાચા ગણાતા હતા તેઓ (એટલે

બ્રાહ્મણો) અને તેમના દેવતાઓ ખોટા ઠર્યા છે." આવી ધર્મના ઝનુનવાળી ભાષા લોકપ્રિય ભાગ્યે જ થઈ શકે. એવી ભાષા વાપરવી એ ડહાપણભરેલું નથી એવું ધીરે ધીરે અશોકના સમજવામાં આવ્યું હશે. નિઃસંશય એવી ભાષા એણે ફરીથી કોઈ પણ સ્થળે વાપરી નથી, અને પછીથી—એ વર્ષમાં પણ—એના જે શિલાલેખો પ્રકટ થયા તેની શૈલી તદ્દન જૂદા જ પ્રકારની છે. એ શિલાલેખોમાં બૌદ્ધધર્મના તેમ જ બ્રાહ્મણધર્મના સાધુઓને ભિક્ષા આપવાનું ફરમાવવામાં આવ્યું છે, અને કહેવામાં આવ્યું છે કે "પ્રજાનાં સઘળાં માણસો, પછી તે ગમે તે ધર્મ પાળતાં હોય, પણ તે મારાં બાળકો છે." વળી એ શિલાલેખોમાં પ્રજાજનોને શિખામણ આપવામાં આવી છે કે "તમારા બન્ધુઓ બીજો ધર્મ પાળતા હોય તો પણ તમારે તેઓના ધર્મની નિન્દા કરવી નહિ." એ કહે છે કે "દરેક ધર્મમાં કંઈ કંઇ પણ સારૂં જ હોય છે અને કોઇ પણ ધર્મ ન માને એવા પુરુષ કરતાં ગમે તે ધર્મ પણ શ્રદ્ધાથી માનનારો પુરુષ ઈશ્વરની આજ્ઞાને અનુસરનારો છે." ઈ. સ. પૂ. ૨૪૩ ના શિલાલેખમાં તો એથી પણ સ્પષ્ટ રીતે એણે કહ્યું છે કે "દરેક માણસે અમુક ધર્મ પોતાના તરીકે સ્વીકારવો જ જોઈએ." વળી એ કહે છે કે "સઘળા ધર્મનાં માણસો તરફ હું સમાન દૃષ્ટિથી જોઉં છું; કારણ સઘળા ધર્મો પ્રત્યે જૂદે જૂદે પ્રકારે મને માન છે. તે છતાં પણ પોતે જે ધર્મને માનતો હોય તે ધર્મને વળગી રહેવું એ જ મારા મત પ્રમાણે ખરેખરી

અગત્યની વસ્તુ છે." એના વિચારો આવા ઉદાર હતા, તે છતાં પણ જૂદા જૂદા વર્ગનાં માણસોના વ્યવહારને માટે એણે ઘણા સખત નિયમો કીધા હતા એ આપણે ઉપર જોયું જ છે.

એ સમયના ધર્મો

ધર્મના વિષયમાં અશોકની જે ઉદાર બુદ્ધિ હતી તે વિષે વિચાર કરતાં એટલું આપણે ધ્યાનમાં રાખવાનું છે કે જે ધર્મો તરફ એ ઉદાર વૃત્તિ એણે રાખી હતી તે હાલના ધર્મો જેવા પરસ્પરભિન્ન નહોતા. ઈસુ ખ્રિસ્ત, કે મહમ્મદ પયગંબર, કે ઝરથોસ્તના ધર્મો એના વખતમાં અસ્તિત્વ ધરાવતા નહોતા. બૌદ્ધધર્મ અથવા જૈનધર્મ સિવાયનો ખરો સુવ્યવસ્થિત ધર્મ એક જ હતો અને તે બ્રાહ્મણધર્મ હતો. એ ધર્મના જૂદા જૂદા પંથોમાં કેટલાક સમાન અંશો હતા.* ઉદાહરણ તરીકે પુનર્જન્મનો સિદ્ધાન્ત એ હિન્દુધર્મના લગભગ બધા જ પંથોને માન્ય હતો. બૌદ્ધધર્મ અને જૈનધર્મ એ પણ અગાઉ માત્ર હિન્દુધર્મના જ પંથો હતા—માત્ર હિન્દુ સુધારક ફિલસુફોનાં જ દર્શન હતાં—પણ ધીરે ધીરે મૂળની ફિલસુફીની સાથે દંતકથાનું તત્ત્વ ઉમેરાતું ગયું અને એ પંથોને આખરે સ્વતંત્ર ધર્મોનું સ્વરૂપ પ્રાપ્ત થયું.

---

* જુઓ પ્રો મૅકડોનલકૃત "સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ", પૃ. ૫૧૦–૫૧૪.

સમાનતાના અંશ

આ કારણથી એ જૂદા જૂદા ધર્મોમાં જે સમાનતાના અંશો હતા તે અશોકની દૃષ્ટિ બહાર નહોતા; આત્મસંયમ અને વિશુદ્ધિ એ દરેક ધર્મનો ઉદ્દેશ હતો એવું એનાથી જોઈ શકાતું હતું; એટલે બૌદ્ધધર્મીઓની સાથે સાથે જૈનધર્મીઓને અને બ્રાહ્મણધર્મીઓને પણ જૂદી જૂદી રીતે માન આપવું એમાં એને કંઈ પણ અયોગ્ય જણાતું નહિ. બૌદ્ધધર્મીઓને માટે એ મોટા મોટા મઠ વગેરે બંધાવતો તેની જ સાથે આજીવક સાધુઓને માટે વિશાળ ગુફાઓ તૈયાર કરાવતાં અને તેની અંદરનો ભાગ પણ દર્પણના જેવો ચકચકીત કરાવતાં એ સંકોચ રાખતો નહિ, અને તે ઉપરાંત જૈનો અને બ્રાહ્મણોને એ પુષ્કળ દાન પણ કરતો હશે એમાં સંશય નથી. કાશ્મીરમાં તો બ્રાહ્મણધર્મનાં દહેરાંઓ અશોકે પોતે બંધાવેલાં અથવા તેનો જીર્ણોદ્ધાર કરેલો તેનાં નામ પણ જાળવી રાખવામાં આવ્યાં છે. એવી જ રીતે એની પછીના સમયમાં પણ હર્ષ વગેરે અનેક રાજાઓએ ધર્મના વિષયમાં અત્યન્ત ઉદાર બુદ્ધિ રાખી હતી.

બૌદ્ધધર્મના સિદ્ધાન્તો

અશોકના શિલાલેખો સમ્બન્ધી એક વાત ખાસ ધ્યાન ખેંચે એવી છે, અને તે એ છે કે બૌદ્ધધર્મના સિદ્ધાન્તો વિષે એ શિલાલેખોમાં બહુ કહેવામાં આવ્યું નથી, પણ નિત્યના વ્યવહારને માટે ઉપયોગના જે નિયમો તે વિષે જ સ્થળે સ્થળે ઉપદેશ આપવામાં આવ્યો છે:

ઉદાહરણ તરીકે કર્મ (એટલે મનુષ્યના આગલા જન્મનાં સારાં નરસાં કૃત્યોના પરિણામ તરીકે એને બીજા જન્મમાં સુખદુઃખ મળે છે એવો સિદ્ધાન્ત), નિર્વાણ (સાધુ પુરુષને પ્રાપ્ત કરવાની અન્તિમ સ્થિતિ) એવા એવા વિષયો સમ્બન્ધી અશોકના શિલાલેખોમાં સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવેલા જણાતા નથી. પણ તે ઉપરથી એમ સમજવાનું નથી કે એ સિદ્ધાન્તો એને માન્ય નહોતા. કર્મ, નિર્વાણ, પુનર્જન્મ, સ્વર્ગ એ સર્વમાં એ માનતો હતો એવું આડકતરી રીતે સૂચવનારાં અનેક પ્રમાણો એના શિલાલેખોમાંથી મળી આવે છે, પણ વ્યવહારમાં મૂકી શકાય એવા નિયમો આપવા એ જ એના શિલાલેખોનો હેતુ હોવાથી એ સિદ્ધાન્તો વિષે સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યા નથી.

**પુણ્યનાં કાર્ય**

પુણ્યનાં કાર્ય કરવાની ફરજ વિષે પણ એણે અનેક શિલાલેખોમાં કહ્યું છે. એ જાતે ઘણાં પુણ્યનાં કાર્ય કરતો. લોકોના આરામને માટે એણે વિશાળ વૃક્ષો સ્થળે સ્થળે રોપાવ્યાં હતાં, કૂવાઓ ખોદાવ્યા હતા, અને મોટા રસ્તાઓ ઉપર ઠામ ઠામ વિશ્રામભુવનો બંધાવ્યાં હતાં. માંદાઓની માવજત તરફ પણ એણે ખાસ લક્ષ આપ્યું હતું અને આરોગ્યની રક્ષાને અર્થે જરૂરનાં વનસ્પતિઓ ઉછેરાવવાની એ ખાસ સંભાળ રાખતો હતો. એના કોઈ શિલાલેખમાં 'ઇસ્પિતાલ' વિષે કહેવામાં આવ્યું નથી, પણ તે પરથી એના વખતમાં

ઇસ્પિતાલ નહોતી એવું માનવું ભૂલભરેલું છે. * એની પછી ૬૫૦ વર્ષ રહીને ચીનનો મુસાફર ફાહ્યાન જ્યારે પાટલિપુત્રમાં ગયો હતો ત્યારે ત્યાં આગળ એક ઇસ્પિતાલ હતી અને તેમાં મફત દવા કરવામાં આવતી હતી. એ ઇસ્પિતાલનો પાયો કદાચ અશોકના વખતમાં જ નંખાયો હશે.

**નીતિનો ઉચ્ચ આદર્શ**

નીતિનો ઊંચામાં ઊંચો આદર્શ અશોકે પોતાના શિલાલેખોમાં મૂક્યો. એ આદર્શમાં વિશેષતા એ છે કે માનવબન્ધુ તરફ જ નહિ, પણ પ્રાણીમાત્ર તરફ આપણે ફરજો બજાવવાની છે એ વિચાર ઉપર એમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. એ વિચારો બૌદ્ધધર્મની અસર ને લીધે જ ઉત્પન્ન થયા છે એમ નથી. એ વિચારો બૌદ્ધધર્મના પહેલાં અસ્તિત્વમાં જ નહોતા એવું કંઈ નહોતું. બ્રાહ્મણધર્મમાં પણ એ વિચારો હતા. પણ બ્રાહ્મણધર્મના અનુયાયીઓમાંથી કેટલાક સામાન્ય બુદ્ધિને અગમ્ય એવા સર્વાત્મભાવના સિદ્ધાન્તમાં મશગુલ રહેતા અને કેટલાક યજ્ઞાદિ કર્મો કરવામાં જ સર્વસ્વ અર્પણ કરતા તેવે વખતે ભગવાન્ ગૌતમ બુદ્ધે

---

* એના એક શિલાલેખમાં ૧. મનુષ્યચિકિત્સા અને ૨. પશુચિકિત્સા એણે યોજેલી તે વિષે ઉલ્લેખ છે. દરદીઓને સારા કરવાની વ્યવસ્થાનું જ આ લેખ વડે સૂચન થાય છે. એ વ્યવસ્થાને અંગે બહારગામથી ઔષધિઓ અણાવીને રોપાવવાની એણે કાળજી રાખેલી એમ એ લેખમાં જણાવ્યું છે.

નીતિના વિચારોને વધારે આગળ આણ્યા અને જગત્ ઉપર મહાન્ ઉપકાર કીધો. અશોકે પોતાના શિલાલેખો પ્રકટ કરીને એ નીતિનિયમોને વ્યવહારમાં મૂકાવવાના ચોક્કસ માર્ગ લીધા અને બૌદ્ધધર્મના પ્રસારને માટે ભગીરથ શ્રમ લઈને લોકોને વધારે ને વધારે નીતિના માર્ગ તરફ દોરવ્યા. એ દૃષ્ટિથી જોતાં અશોકે પણ જગત્ ઉપર જેવો તેવો ઉપકાર નથી કીધો એવું સર્વ કોઈને કબૂલ કરવું જ પડશે. ખરેખર અશોક જેવા સાધુચરિત વીર નરની ભરતખંડના વીસ મહાન્ પુરુષોમાં ગણના કરવામાં આવે એ સર્વથા યોગ્ય જ છે.

અશોકનો અમલ

અશોકના છેલ્લા શિલાલેખો પરથી ધર્મ વિષેના કલહો શાન્ત કરવામાં, ધર્મનું રક્ષણ કરવામાં રોકાયલો એ જણાય છે. એ ક્યારે મરણ પામ્યો, ક્યાં આગળ મરણ પામ્યો એ વિષે જાણવાનું આપણી પાસે કંઈ પણ સાધન નથી. એણે ૩૬–૩૮ વર્ષ સુધી રાજ્ય કીધું હતું એવું પુરાણો ઉપરથી જણાય છે. લંકાની નોંધપોથીઓમાંથી પણ એણે ૩૭ વર્ષ રાજ્ય કરેલું એમ માલમ પડે છે. એનો રાજ્યાભિષેક ચાર વર્ષ રહીને થયો હતો એ વાતને સ્મરણમાં રાખીએ તો એણે ૪૦–૪૧ વર્ષ સુધી રાજ્ય કીધું હોવું જોઈએ એવા અનુમાન ઉપર આપણે આવીએ. એ વર્ષો કયાં તે ચોક્કસ કહી શકાય એમ નથી, પણ મિ. વિન્સેન્ટ સ્મિથ કેટલાક વિચારને અન્તે એવા નિર્ણય ઉપર આવે છે કે

ઈ. સ. પૂ. ૩૨૨માં ચન્દ્રગુપ્ત રાજ્યાસન પર બેઠો, ૨૯૮માં બિન્દુસારને રાજ્ય મળ્યું, ૨૭૩માં અશોકે રાજ્ય કરવા માંડ્યું, ચાર વર્ષ રહીને એટલે ૨૬૯માં એનો 'રાજ્યાભિષેક' થયો, અને ૨૪૨માં એનું મૃત્યુ થયું.

અશોકના વંશજો

એના વંશજો વિષે બહુ અગત્યની હકીકતો જાણવામાં આવી નથી. શિલાલેખોમાં અશોકના અનેક પુત્રપૌત્રો વિષે લખવામાં આવ્યું છે, પણ તેમાં નામ તો એક જ પુત્ર(તીવર)નું જોવામાં આવે છે. એ પુત્રનું શું થયું તે જાણવામાં નથી. એના પૌત્ર દશરથ વિષે પુરાણોમાં લખ્યું છે. તે ખરેખરો ઐતિહાસિક પુરુષ હતો એમ જણાય છે, કારણ કે ગંગા પાસેના નાગાર્જુની પર્વતોમાં એના શિલાલેખો જોવામાં આવ્યા છે. એના પિતામહની પેઠે એણે પણ આજીવકોને કેટલીક ગુફાઓ અર્પણ કરી હતી. પશ્ચિમ હિન્દુસ્તાનના જૈનોમાં વળી એવી માન્યતા છે કે એનો (અશોકનો) સંપ્રતિ નામનો પૌત્ર હતો તેણે જૈન ધર્મને ઉદાર આશ્રય આપ્યો હતો અને જૈન ધર્મના પ્રસારને માટે સબળ પ્રયત્નો કીધા હતા. અશોકે જેમ બૌદ્ધધર્મને આશ્રય આપ્યો તેમ સંપ્રતિએ જૈનધર્મને આશ્રય આપ્યો. કદાચ એમ હોય કે અશોકને દશરથ અને સંપ્રતિ નામના બે પૌત્ર હોય અને તેમાંના એકે પૂર્વમાં અને બીજાએ પશ્ચિમમાં રાજ્ય કર્યું હોય. પણ આ સમ્બન્ધમાં કંઈ પણ ચોક્કસ પ્રમાણો

આપણી પાસે ન હોવાથી કેવળ અનુમાન ઉપરાંત કંઈ પણ વધારે આપણે કરી શકતા નથી.

**પછીના વંશજો**

દશરથની પછીના વંશજોનાં નામ જૂદાં જૂદાં પુરાણોમાં જૂદાં જૂદાં જણાવવામાં આવ્યાં છે, પણ ૧૩૩ અથવા ૧૩૭ વર્ષ પછી એ વંશ નાબુદ થયો એટલું તો જૂદાં જૂદાં પુરાણોમાંથી એકસરખું મળી આવે છે. ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક જો ઈ. સ. પૂ. ૩૨૨ માં થયો હોય તો ઈ. સ. પૂ. ૧૮૫ માં મૌર્ય વંશનો અન્ત આવ્યો હોવો જોઈએ. પાછલા મૌર્ય રાજાઓ પહેલા ત્રણ જેવા યશસ્વી નહોતા અને ચન્દ્રગુપ્ત, બિન્દુસાર અને અશોક એ ત્રણ રાજાઓએ ૯૦ વર્ષ સુધી જે વિશાળ રાજ્ય ઉપર પોતાનો અમલ ચલાવ્યો હતો તે ત્રીજા રાજા (અશોક)ના મૃત્યુ પછી ભાંગી પડ્યું અને તેના નાના નાના ભાગલાઓ પડી ગયા એ વાત તો ઉઘાડી છે. એવું કહેવાય છે કે મૌર્યવંશનો છેલ્લો રાજા બૃહદ્રથ હતો તેને પુષ્યમિત્ર સુંગ નામના સેનાપતિએ મારી નાંખ્યો અને પછી તે રાજ્યની ગાદી પચાવી બેઠો. આ પ્રમાણે અશોકના પછી અડધા સૈકામાં રાજ્યનો અમલ મૌર્યવંશના હાથમાંથી ગયો તોપણ અશોકના વંશજોએ આઠેક સૈકાઓ સુધી સ્થાનિક સરદારો તરીકેની સત્તા ભોગવેલી જણાય છે, કારણ કે હ્યૂન સંગે લખ્યું છે કે મારા આગમન પહેલાં થોડા વખત ઉપર જ પૂર્ણવર્મા, જે મગધનો રાજા હતો અને અશોકનો છેલ્લો વંશજ

હતો, તેણે બંગાળાના રાજા શશાંકે ઉખેડી નાંખેલું ગયા આગળનું બોધિવૃક્ષ પાછું રોપ્યું હતું. આ બનાવો ઈ. સ. ૬૦૦ પછી થોડા વખતમાં બન્યા હતા.

ઉપસંહાર

આ પ્રમાણે અશોકનો ઈતિહાસ પૂરો થાય છે. અશોકનું જે ચિત્ર આ નિબંધમાં આલેખવામાં આવ્યું છે તે ઝાંખું છે, અને જ્યાં સુધી ઐતિહાસિક વિગતોની વિશેષ રેખાઓ એમાં ઉમેરી શકાય નહિ ત્યાં સુધી એ ચિત્ર એવું ઝાંખું જ રહેશે. પણ એ ઝાંખા ચિત્ર ઉપરથી પણ મૂળ આકૃતિની રમણીયતાનો કંઈક ખ્યાલ આપણને આવી શકે છે. એ ઝાંખું ચિત્ર પણ આપણા ચિત્તને પ્રસન્ન કરે છે, આપણા હૃદયમાં ઉન્નત ભાવોને ભરે છે, આપણા આત્માને પ્રફુલ્લ બનાવે છે. એ ઝાંખા ચિત્ર ઉપરથી પણ અશોકને ભરતખંડના વીસ મહાન્ પુરુષોમાંનો એક, એટલું જ નહિ પણ આખા જગતના મહાન્ રાજાઓમાંનો એક કહેવાને આપણે શક્તિમાન્ થઈએ છીએ. મિ. વિન્સેન્ટ સ્મિથ, જેના કીમતી ગ્રન્થને આધારે આ નાનકડો નિબંધ લખાયો છે, તેના શબ્દોમાં કહીએ તો:—"Dim though the picture be in many of its details, the figure of Asoka takes an honourable place in the gallery of the greatest kings known to history."

("વસન્ત", ફાલ્ગુન, સં. ૧૯૬૯)

દીક્ષારંભના આ મંગલ પ્રસંગે બ્રહ્મચારીઓને કંઈક પ્રેરણા મળે એવા ભાષણની અપેક્ષા રહે એ સ્વાભાવિક છે, પણ મને લાગે છે કે કોઈ ભાષણકર્તાના ઠાલા ઉપદેશમાત્રથી જેટલી અસર થાય તેના કરતાં ગુરુકુલના જેવી અનેક સેવાભાવી સંસ્થાઓ જેની કલ્યાણકારી ઉન્નત ભાવનાઓનું મૂર્ત સ્વરૂપ છે તે પ્રતાપી પુરુષના ઝાંખા નિર્દેશમાત્રથી પણ આપણ સર્વને પ્રોત્સાહન અને પ્રેરણા મળી શકશે. એ પ્રોત્સાહન અને પ્રેરણા મેળવવાનો અનુકૂલ પ્રસંગ મને શોધી આપ્યો તે બદલ મારા જૂના મિત્ર અને આપની સંસ્થાના મુખ્યાધિષ્ઠાતા શ્રીયુત પરશુભાઈ શર્માનો હું આભાર માનું છું.

**બ્રહ્મચર્યનો મહિમા**

બ્રહ્મચર્યનો મહિમા તમારે જાણવો છે? બાળલગ્નનો પ્રતિબંધ કરનારો કાયદો ઘડાતાં જેમને વ્યથા થતી હોય તેવા "રૂઢિચુસ્તોના શોરબકોરમાંથી એ જ્ઞાન તમને નહિ સાંપડે." બાળકબાળકીઓનાં લગ્ન

કરવાના લ્હાવા તેઓના લૂંટાઈ ગયા છે, એટલી એક બાબતની જે સ્વતંત્રતા તે પણ તેઓની હણાઈ ગઈ છે, આફ્ત તેઓના શિર પર ઝઝુમી રહી છે. એ આફ્તમાંથી પ્રભુ તેમને ઉદ્ધારશે, કે નિર્માલ્ય અને નિસ્તેજ થયેલાં આર્ય સન્તાનોની હણાઈ રહેલી પ્રાણશક્તિને અત્યન્ત અનર્થકારક રૂઢિઓના જંજીરમાંથી એ ઉદ્ધારશે તે તો એ જ માત્ર જાણે ! અજ્ઞાનમાં અને અજ્ઞાનથી ઉદ્‌ભવેલી રૂઢિઓમાં જકડાયલા જીવનને મુક્તિ અપાવવાની ધગશ રાખીને સતત પ્રયત્નશીલ રહેનાર, વેદના પવિત્ર ગ્રન્થનો આધાર લઇને એ મુક્તિને માટે ચાલુ ઝુંબેશ ઉઠાવનાર કોઈ મહાપુરુષ ગુજરાત કે બૃહદ્ ગુજરાતની ભૂમિ ઉપર પાક્યો હોય તો તે એક જ, અને તે ગયા સૈકામાં થઈ ગયેલા **મહર્ષિ દયાનન્દ સરસ્વતી.** કૌપીન માત્ર ધારણ કરનારી, કદાવર શરીર અને ભવ્ય લલાટથી વિભૂષિત એ તેજીલી આકૃતિ તમારાં મનશ્ચક્ષુ સમીપ ખડી કરો, ઋતુ ઋતુના પલટાતા રંગોને એકસરખી સ્થિરતાથી સત્કારનારા, ટાઢતડકાની ઉપેક્ષા રાખનારા જીવનની

લોકકલ્યાણની સિદ્ધિને અર્થે ગૃહસંસારનો અને પિતાની વૈભવસમૃદ્ધિનો ત્યાગ કરવાની અને મઠના મહંત તરફથી કે ઉદેપુરના મહારાણા તરફથી મૂકાયલી લાલચોને ફગાવી દેવાની એની સંકલ્પશક્તિની સ્થિરતાને તમે ધ્યાનમાં લાવો, શાસ્ત્રાર્થને માટે સ્થળે સ્થળે ભેગી થતી સભાઓમાં એના શિર પર ભારે જોખમો હોવા છતાં અને લોકાપવાદ, ગાલિપ્રદાન, પત્થર અને ઇંટાળાઓના વરસાદ, દંડાઓના પ્રહાર, વારંવારના વિષપ્રયોગો એવું એવું અનેક પ્રકારનું કષ્ટ ભોગવવા છતાં એણે દાખવેલી સત્યનિષ્ઠતા, મક્કમતા, અને નિડરતાનો તમે વિચાર બાંધો, વિરોધ કરનારા શત્રુઓ પ્રત્યે પણ પોતાના સ્વીકૃત નામને સાર્થક કરે એવી એણે દાખવેલી અદ્ભુત દયાલુતાનાં અને 'અમારૂં કામ તો માનવીઓને બંધનમાંથી મુક્ત કરાવવાનું છે, બંધનમાં મોકલવાનું નહિ' એ પ્રાસંગિક વચનોદ્વારા પ્રકટ થતી એના આદર્શની ઉચ્ચતાનાં મૂલ્યાંકન કરો, અને એ સઘળા કરતાં પણ વધારે, ધર્મસુધારણા, સમાજસુધારણા અને રાષ્ટ્રમુક્તિ માટેની એની કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી ચાલી રહેલી પ્રવૃત્તિને તમે નિહાળો, અને પછી કહો કે બ્રહ્મચર્યના પ્રતાપનું આવું ઉજ્જ્વલ દૃષ્ટાન્ત તમારાં નયન સમક્ષ ખડું હોવા છતાં બ્રહ્મચર્યનું માહાત્મ્ય સમજવાને માટે બીજા શાની અપેક્ષા તમને રહે છે.

શ્રુતિનું પ્રમાણ

એ માહાત્મ્ય વેદના મન્ત્રોમાં વર્ણવાયું છે, ઉપનિષદ્‌ની આખ્યાયિકાઓમાં નિરૂપાયું છે, ધર્મશાસ્ત્રના ગ્રન્થોમાં ઉપદેશાયું છે. વર્ષોનાં વર્ષો સુધી બ્રહ્મચર્યનું એકધારૂં સેવન કર્યા પછી જ બુદ્ધિની નિર્મલતા અને વિશુદ્ધતા પ્રાપ્ત થયે શિષ્યોને ઉત્તમ જ્ઞાન માટેનો અધિકાર પ્રાપ્ત થતો આપણે ઉપનિષદોમાં નિહાળીએ છીએ. 'नायमात्मा बलहीनेन लभ्यः।' એવું પઠનારા ઋષિમુનિઓ બળની ઉપેક્ષા કરનારા નહોતા, અને એ બળનો આધાર બ્રહ્મચર્યના પાલન ઉપર જ રહ્યો છે એવું પણ તેઓ સમજતા હતા. બ્રહ્મચર્યથી જ પ્રાપ્ત થતા એ બળ ઉપર બુદ્ધિની ગ્રહણશક્તિ તેમ જ ધારણા-શક્તિનો આધાર છે એમ પણ તેઓ માનતા હતા. જૂદા જૂદા આશ્રમોના વિભાગથી જીવનના જૂદા જૂદા કાળ એકબીજાથી અલગ જ થઇ ગયેલા હોવાથી વિદ્યાર્થીજીવન ગાળનારો બાળક અબ્રહ્મચારી હોય એવી વર્તમાન સમયમાં અતિ સામાન્ય થઇ પડેલી કઢંગી સ્થિતિનો તે વખતે બીલકુલ સંભવ જ નહોતો. નૈષ્ઠિક બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓના ભવ્ય આદર્શો પણ તે વખતે અપરિચિત નહોતા, અને બ્રહ્મચારિણી વિષે આપણે બોલીએ છીએ ત્યારે પ્રસંગોપાત્ત આપણે એટલું પણ ઉમેરીશું કે વૈદિક સંસ્કૃતિના એ પુરાતન કાળમાં સ્ત્રીસંમાન અને સ્ત્રીકેળવણીની પણ જે વ્યાપકતા જોવામાં આવે છે તે આપણને ગૌરવ ઉત્પન્ન કરે એવી છે. વેદના મંત્રદ્રષ્ટાઓમાં–ઋષિઓમાં

સ્ત્રીઓનાં નામ પણ આપણા જોવામાં આવે છે. એ સમયની વિદુષી સન્નારીઓ તરીકે સુલભા મૈત્રેયી અને ગાર્ગી વાચક્નવીનાં નામ તો અત્યન્ત પરિચિત થઈ ગયાં છે, અને વિદ્વાનોની વાદસભામાં એવી વિદુષી સન્નારીઓ હાજરી આપતી, એટલું જ નહિ પણ આધ્યાત્મિક વિષયની ઊંડી ચર્ચામાં રસભર્યો ભાગ લેતી એ ઉપનિષદ્ગ્રન્થોના કયા વાચકને અજાણ્યું છે?

વૈદિક સંસ્કૃતિનાં આ મનોહર તત્ત્વોને મહર્ષિ દયાનન્દ સરસ્વતીએ સહર્ષ અપનાવી વેદાધ્યયનનો અધિકાર લીધાં. મંત્રોના પઠનપાઠનનો અધિકાર સ્ત્રીઓને માટે પણ એમણે સ્વીકાર્યો. અંગ્રેજી કેળવણીને અભાવે પશ્ચિમની સંસ્કૃતિ સાથે સીધા પરિચયમાં એ આવ્યા નહોતા, ફ્રાન્સમાં થયેલું રાજ્યપરિવર્તન અને તે અંગે પૂર જોશમાં પ્રસરી રહેલા સમાનતાના સિદ્ધાન્તો વિષે ઝાઝું એમના વાંચવામાં પણ નહિ આવ્યું હોય, છતાં કુદરતી રીતે જ એ સમાનતાના તત્ત્વને એમના ઉદાર હૃદયે માન્ય તરીકે સ્વીકારી લીધું હતું. વેદાધ્યયનને માટે સ્ત્રીઓનો અધિકાર જેવો સ્વીકાર્યો તેવો જ શૂદ્રોનો અધિકાર સ્વીકારતાં પણ એમને લેશ પણ સંકોચ જણાયો નહિ. જેમને 'શૂદ્ર' કહીને સંબોધવામાં આવે તેને ઉત્તમોત્તમ જ્ઞાન માટેનું અધિકારી પણ ગણી શકાય એ ઉપનિષદ્‌ની સંગીન અને સપ્રમાણ હકીકતે એમને આ નૂતન વિચારના પ્રસાર માટે અનુકૂળ સામગ્રી પૂરી પાડી હશે એ નિઃસંદેહ છે.

**હિન્દુ ધર્મની ઉન્નત ભાવના**

હિન્દુ ધર્મની એમની ભાવના વિશાળ હતી. રસોડાંની જ પ્રવૃત્તિઓમાં એનો સમાવેશ થઈ જાય એવી સંકુચિત ભાવના એમને માન્ય નહોતી. આભડછેટમાં એ માનતા નહોતા. સમય સમયના પલટાતા રંગને અનુકૂલ થઈ શકે, ઇતર સંસ્કૃતિના સબળ સંઘર્ષને મક્કમપણે ઝીલી શકે, એ તત્ત્વનાં સ્વીકાર્ય તત્ત્વોને સહેલાઈથી અપનાવી શકે અને વધારે સમૃદ્ધ જીવન જીવી શકે એવી અદ્‌ભુત શક્તિ એ ધર્મમાં રહેલી છે એમ એનો યશસ્વી ઈતિહાસ પૂરવાર કરી રહ્યો છે એ બીના મહર્ષિ દયાનન્દ સરસ્વતીની જાણ બહાર હોય એ સંભવિત નથી. હિન્દુ ધર્મ માનવજાતિના અમુક સાંકડા સમુદાયને માટે નહિ, પણ સમગ્ર માનવજાતિને માટે છે એવું એ માનતા હતા. હિન્દુ ધર્મનાં ગૂઢ તત્ત્વોને ઉકેલવાનો જે પરિશ્રમ ઉઠાવે, હિન્દુ ધર્મની ઉદાર ભાવનાઓને જે ઝીલી શકે, હિન્દુ ધર્મની આત્માનું શ્રેય સાધનારી વિશાળ અને સમૃદ્ધ સાધનસામગ્રીને જે સમજી શકે અને પિછાની શકે તે સર્વનો હિન્દુત્વ ઉપર સ્વાભાવિક અધિકાર છે એવું એમણે સ્વીકાર્યું, અને એવા ઈતરધર્મીઓને પણ 'શુદ્ધિ' આપીને એમણે અપનાવી લીધા. એમના સમયમાં ધર્મપલટો કરવાને પ્રેરે એવાં પરધર્મનાં વિપવિલોભનો હાલના કરતાં પણ વિશેષ હતાં. કાચી સમજનાં માણસો એ વિપવિલોભનોમાં ફસાતાં, અને પાછળથી પસ્તાતાં. એ પસ્તાવો ગમે તેટલો સાચા દિલનો અને ઉગ્ર હોય.

તોપણ હિન્દુ ધર્મની તે વખતની પ્રચલિત માન્યતા અનુસાર હિન્દુ ધર્મમાં એનો પુનસ્વીકાર થવાનો લેશ પણ સંભવ નહોતો. ભૂલાં પડેલાં પશુઓને સીધા રાહ પર લાવનારી કોઈ પણ શક્તિ જ તે સમયે અસ્તિત્વ ધરાવતી નહોતી. જે ન મનાતુ હોય તે માનવું, જે ન છંડાતું હોય તે સ્વીકારવું, પશ્ચાત્તાપથી વિશુદ્ધ બનેલાને પણ પતિત ગણીને જે દૂર હાંકતું હોય તેનાથી દૂર જ રહેવું એ સિવાય એવી લાચાર સ્થિતિમાં બીજો કોઈ માર્ગ જ નહોતો રહેતો. પવિત્રતા અને મોટાઈના ખોટા ગુમાનને પરિણામે હિન્દુત્વે લીધેલું આવું વિપરીત વલણ ધર્મ્ય કે ન્યાયયુક્ત હતું કે કેમ તે વિષે મતભેદ કે વાદવિવાદને માટે પૂરતો અવકાશ છે. એ વલણ ધર્મ્ય કે ન્યાયયુક્ત હોય કે ન હોય, આત્મવિઘાતક તો નિસંશય એ હતું જ. આત્મહત્યાના એ અવળા માર્ગમાંથી હિન્દુ ધર્મને મહર્ષિ દયાનન્દ સરસ્વતીએ ઉદ્ધાર્યો એ ધર્મની પ્રતિષ્ઠા અને ગૌરવ એણે વધાર્યા. 'હિન્દુ ધર્મ મારો છે' એવું માનનાર દરેકનું સ્વયસિદ્ધ હિન્દુપણું 'શુદ્ધિ'ના સંસ્કાર આપીને એણે વગર સંકોચે સ્વીકાર્યું.

દલિતોદ્ધાર અને ગૌરક્ષા

દલિત વર્ગના ઉદ્ધારની, અસ્પૃશ્યતાના નિવારણની મહત્ત્વની બાબત ઉપર પણ એમણે યોગ્ય ભાર મૂકયો હતો. માનવમાત્રની સમાનતામાં એ માનતા હતા. ઉચ્ચ અને નીચના, ઉત્તમ વર્ણ અને અધમ વર્ણના, બ્રાહ્મણો અને અંત્યજો–અસ્પૃશ્યોના

ક્રૂર ભેદો એને ખૂંચતા હતા. “કૂતરાં બિલાડાંનાં બચ્ચાંઓને તમે વગર સંકોચે અડકો છો, અને માનવબાળને અડકતાં તમે અભડાઈ જાઓ છો? એક બીજા પર પ્રેમ રાખો! દ્વેષના સઘળા વિચારો તમારા હૃદયમાંથી ઉખેડી નાંખો! પ્રેમ એ જ મોટામાં મોટો ધર્મ છે. પ્રેમ વડે આપણા શત્રુઓને પણ આપણે જીતી શકીએ. એ પ્રેમ માનવીઓ તરફ જ આપણે ન રાખવો જોઈએ; પશુઓ તરફ પણ આપણે એ જ પ્રેમ રાખવો જોઈએ. પશુઓની કોઈ પણ પ્રકારે હિંસા કરવી એ અત્યન્ત ભૂંડું કૃત્ય છે.” દયાલુતાએ મહર્ષિ દયાનન્દ પાસે આવા પ્રેમલ ઉદ્‌ગારો કઢાવ્યા છે. ગૌરક્ષાની સબળ હિમાયત એમણે કરી હતી. એ વિષય ઉપર વિસ્તૃત અને સમર્થ વિવેચન એમણે લખ્યું હતું.

**વૈદિક કાળની વર્ણવ્યવસ્થા**

માનવમાત્ર તરફ નહિ, પણ પ્રાણીમાત્ર તરફ પ્રેમની દૃષ્ટિ રાખવાનો અને સર્વની સમાનતાનો ઉપદેશ આપનાર મહર્ષિ જૂદાં જૂદાં કર્મને અનુસાર વર્ણના જે વિભાગ પાડવામાં આવેલા છે તેને વિષે શો મત ધરાવે છે તે હવે આપણે અવલોકીએ. વેદના ગ્રન્થોને આધારે એ પ્રાચીન સંસ્કૃતિના કાળમાં વર્ણવ્યવસ્થા કેવી રીતની હતી તેનું સ્વતંત્ર પરીક્ષણ આપણે પ્રથમ કરીશું તો તે વધારે ઠીક પડશે. હાલમાં જે ન્યાતો અને પેટાન્યાતો, અને તેના વિભાગો અને ઉપવિભાગોની ભુલભુલામણીમાં આપણે ભટકીએ છીએ તેને મળતું આવે એવું એ પ્રાચીન

સમયમાં કંઈ પણ નહોતું એ નિઃસંદેહ છે. પટેલ અને પંચ મારફતે પરંપરાપ્રાપ્ત અને સ્વતંત્ર બંધારણ સાથે જેની વ્યવસ્થા થતી હોય એવી, કોઈ આકસ્મિક કારણે કે સ્વેચ્છાથી જ જેના સભ્ય ન થઈ શકાય પણ જન્મથી જ જેના સભ્ય થવાનો હક પ્રાપ્ત થાય એવી, ઉત્સવાદિ નૈમિત્તિક પ્રસંગોએ જે મોટા જથામાં ભેગી થતી હોય એવી, એક જ પરંપરાપ્રાપ્ત ધંધો જેના સભ્યોને પરસ્પર સાંકળી રાખતો હોય એવી, લગ્નની, ખાવાપીવાની અને સંસ્કારાદિની બાબતમાં જે એક જ સરખા આચાર પાળતી હોય, અને જેની પાસે બહિષ્કાર આદિ શિક્ષા ફરમાવવાનો અને તે અમલમાં મૂકાવવાનો અધિકાર હોય એવી સંસ્થા તે ન્યાત એવી રીતનું એ વિષયના એક ઊંડા અભ્યાસીએ નિરૂપણ કરેલું છે. આવી રીતનાં લક્ષણો જેને સહેજસાજ પણ લાગુ પડી શકે એવી સંસ્થા વિષે વૈદિક સાહિત્યના સમગ્ર પ્રદેશમાં કોઈ પણ સ્થળે ઉલ્લેખ થયેલો જાણવામાં નથી, અને માનવી તેમ જ માનવસંસ્થાના વિકાસના સામાન્ય નિયમાનુસાર એવી કોઈ પણ સંસ્થાના અસ્તિત્વની તે પુરાતન કાળને વિષે કલ્પના કરવી એ પણ બેહુદું છે. ઋગ્વેદસંહિતામાં 'વર્ણ' વિષે ઉલ્લેખ થયેલા આપણા જોવામાં આવે છે, પણ બહુધા 'આર્ય વર્ણ' અને 'દાસ વર્ણ' એ બે વિષે અથવા એ બેમાંના કોઈ એકને વિષે જ એ ઉલ્લેખ કરાયલા આપણી નજરે પડે છે. આખી ઋગ્વેદસંહિતામાં ચાર વર્ણ વિષેનો ઉલ્લેખ તો એક સ્થળે જ થયેલો આપણા દીઠામાં આવે છે, અને તે --

પુરુષસૂક્તના 'ब्राह्मणोऽस्य मुखमासीत्' એ જાણીતા મંત્રમાં. એ ચારે વર્ણોમાં સામાજિક કાર્યોની વહેંચણી થઈ ચૂકી હતી, અને પ્રત્યેક વર્ણનાં કાર્ય સાધારણ રીતે પેઢી દર પેઢી ઊતરી આવેલાં જ ગણાતાં હશે એ સંભવિત છે. પણ એ કાર્યની વહેંચણીને લીધે ચારે વર્ણ પરસ્પરથી વિશ્લિષ્ટ થઈ ગયા હોય એમ જણાતું નથી, બલ્કે પરસ્પરથી વિશ્લિષ્ટ થઈ ગયા નહોતા એવું સ્પષ્ટ જણાય છે. ક્ષત્રિયો પણ અધ્યયન–અધ્યાપનનું કામ કરતા ઉપનિષદ્-ગ્રન્થોમાં આપણે જોઈએ છીએ. શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરતાં શીખવા શીખવવાનું જ નહિ, પણ રણક્ષેત્રમાં ઘૂમવાનું અને શસ્ત્રાસ્ત્રનો છૂટથી ઉપયોગ કરવાનું કામ બ્રાહ્મણો પણ ઉત્સાહથી કરતા. વિશ્વામિત્ર જેવા રાજર્ષિએ તપોબળ વડે કરીને પણ આખરે બ્રહ્મર્ષિપદને પ્રાપ્ત કર્યું એ યાદગાર બીના બતાવી આપે છે કે જન્મે ક્ષત્રિય હોવા છતાં પણ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરવું એ અશકય તો નહોતું જ ગણાતું. જૂદા જૂદા વર્ણનાં મનુષ્યો પરસ્પર લગ્નના સમ્બન્ધથી પણ સંકળાતા એ વાત પણ એટલી બધી જાણીતી છે કે તેને માટે પ્રમાણની અપેક્ષા રહેતી નથી. આમ ધંધારોજગારની તેમ જ લગ્નાદિ વ્યવહારની બાબતોમાં પણ તે વખતની વર્ણવ્યવસ્થામાં અમુક પ્રકારની સ્થિતિસ્થાપકતા હોવાથી ચોક્કસ છૂટ રહેતી. વૈયક્તિક વિકાસને રૂંધી નાંખનારા, સામાજિક જીવનને જકડી નાંખનારા પ્રતિબંધો એ સમયે નહોતા.

મહર્ષિ દયાનન્દ સરસ્વતીના વર્ણવ્યવસ્થા વિષેના

વિચારો વેદની સંસ્કૃતિના ઊંડા અભ્યાસને અનુસારે ઘડાયા હતા. એમને કોઇકે પૂછ્યું: 'તમે જાતિભેદમાં માનો છો ?' એમણે જવાબ આપ્યોઃ 'હા, પશુ, પંખી, અને માણસ એ ત્રણ જાતિમાં હું માનું છું. પણ કદાચ વર્ણ વિષે તમે પૂછતા હશો. હા, વર્ણભેદમાં હું માનું છું. જે વેદને જાણે છે અને વિદ્વાન્ છે તે બ્રાહ્મણ; દેશનું રક્ષણ કરવાનું જે જાણે છે તે ક્ષત્રિય; જે વેપાર કરે છે તે વૈશ્ય; જે અજ્ઞાન અથવા મૂરખ છે તે શૂદ્ર.'

દયાનન્દચરિતના યાદગાર પ્રસંગો

સુપાગુરુકુલના બ્રહ્મચારીઓને મહર્ષિ દયાનન્દ સરસ્વતીની જીવનકથા અજાણી હોય નહિ. શિવરાત્રીની તે યાદગાર રાત્રી વિષે, નિકટનાં સમ્બન્ધીઓના મૃત્યુથી મહર્ષિમાં ઉદ્ભવેલી જ્ઞાનની તીવ્ર પિપાસા વિષે, સત્યની શોધને માટે, જગતના કલ્યાણને અર્થે બાળક મૂળશંકરે—એ એનું અસલ નામ હતું—બાળક મૂળશંકરે કરેલા ગૃહત્યાગ વિષે, યોગવિદ્યા શીખવે એવા, સત્યનો માર્ગ દાખવે એવા સદ્ગુરુની શોધમાં એણે કરેલાં પરિભ્રમણો વિષે, વિરજાનંદ નામના પ્રજ્ઞાચક્ષુ ગુરુની પ્રાપ્તિ, તેની કડક દેખરેખ હેઠળનું એનું શિક્ષણ, અને ગુરુદક્ષિણા તરીકે લવિંગનો સ્વીકાર કરવાને બદલે સાચા વેદધર્મના પ્રચારની અને જગતની કલ્યાણસિદ્ધિની ગુરુએ કરેલી માંગણી વિષે, ઠેરઠેરનાં ભાષણો, શાસ્ત્રચર્ચાઓ અને વાદવિવાદો વિષે, કલકત્તામાં મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર અને કેશવચન્દ્ર

સેન એ બ્રહ્મો સમાજના અગ્રણીઓ સાથે થયેલા મેળાપ વિષે, પૂનામાં એમના આગમનપ્રસંગે ન્યાયમૂર્તિ સ્વ. મહાદેવ ગોવિન્દ રાનાડેની દેખરેખ હેઠળ એમના માનમાં નીકળેલી હાથીની સ્વારી સાથેના સરઘસ વિષે, અને એ જ દિવસે એમના વિરોધીઓ તરફથી ગધેડા ઉપર કાઢવામાં આવેલા કૃત્રિમ કાળમુખા "દયાનન્દ સરસ્વતી"ના સરઘસ વિષે વિસ્તાર કરવાનો સમય નથી, વિસ્તાર કરવાની જરૂર હોય એમ પણ હું માનતો નથી. છતાં શિવરાત્રીના પ્રસંગ વિષે થોડુંક મનન કરીશું તો તે અસ્થાને નહિ ગણાય.

મૂળશંકરના પિતા શિવના પરમ ઉપાસક હતા. મૂળશંકર પણ શિવભક્ત બને એવું એ ઇચ્છતા. શિવજીના પ્રતાપની વાત બાળક મૂળશંકરને એ ઉત્સાહથી કહી સંભળાવતા. બાળકના ઉપર તેની ઊંડી અસર થઈ. શિવની પૂજામાં તેનું પણ ચિત્ત ચોંટ્યું. વારંવાર પિતાની સાથે એ પણ શિવાલયમાં જતો અને પ્રાર્થના કરતો. એમ કરતાં શિવરાત્રીનો દિવસ આવ્યો. પિતા, માતા, અને બાળક સર્વેએ ઉપવાસ કર્યા. પુત્રની ભક્તિ જોઈને પિતા પ્રસન્ન થયા. શિવજીની પ્રીતિ એના ઉપર ઢળશે એવું એ માનવા લાગ્યા.

શિવરાત્રીનો પ્રસંગ

શિવરાત્રીનો દિવસ હોવાથી શિવાલયની શોભામાં આજે ઓર વધારો થયો હતો. લોકોની અવરજવરને લીધે એ શિવાલયમાં જાણે વધારે ચેતન આવ્યું હોય એવું આજે

જણાતું. ઘોંઘાટ વધવા માંડ્યો. મંત્રપાઠ સંભળાવા લાગ્યા. ઘંટાનાદ થયા; શંખ પણ ફુંકાયા. પૂજારીના વદન ઉપર આનન્દની રેખા છવાઈ રહી હતી. આજે નૈવેદ્ય વિશેષ ધરવામાં આવ્યું હતું, પૈસા પણ વધારે પડ્યા હતા. રાત પડી એટલે સર્વને થાક જણાવા લાગ્યો અને ઊંઘ પણ આવવા લાગી. શિવરાત્રી હોવાથી જાગરણ કરવાનું હતું, પણ તે તો કેટલાકથી ન જ થયું. અનિચ્છાએ પણ તેઓ ઊંઘમાં પડ્યા.

મધરાતનો સમય થયો. સર્વત્ર શાન્તિ ફેલાઈ રહી હતી. બધું સુમસુમાકાર હતું. મંદિરમાં સઘળાં જ નિદ્રામાં પડી ગયાં હતાં. જાગતો હતો માત્ર મૂળશંકર. એને પણ ઊંઘ તો આવતી હતી, પણ એનામાં સંકલ્પબળ હતું. જાગરણ કરીને શિવજીને પ્રસન્ન કરવાના એને કોડ હતા. શિવના વિચારો જ એણે કર્યા કીધા. શિવનું ગૌરવ જ એણે ગાયાં કર્યું.

એટલામાં કંઈક વિચિત્ર બન્યું. એક છિદ્રમાંથી ઉંદરડી બહાર નીકળી અને શિવજીના લિંગ આગળ દોડાદોડી કરી રહી. બીજા ઉંદરડાઓ પણ આવ્યા તેઓ પ્રસાદ આરોગવા મંડી ગયા. તેઓ શિવજીના માથા ઉપર નાચવા મંડ્યા. તેઓ શિવજીના દેહને ગલીચ કરવા લાગ્યા. મૂળશંકરને આ દર્શન અસહ્ય લાગ્યું. એને ક્રોધ ચઢ્યો. પણ ક્ષણવારમાં એનો ક્રોધ ઓસરી ગયો અને એને વિચાર આવવા લાગ્યો કે 'જગતના નાથ ગણાતા મહાદેવ તે શું આ ? આ ઉંદરડાઓથી તો પોતાની જાતને બચાવી શક્ય-

સાચા દિલના ભક્તિભાવને લીધે, એના કુદરતી સંકલ્પબળને લીધે.

(૨) આ વૃત્તાન્ત બન્યા પછી તરત જ પિતાની પાસે ખુલાસો મેળવવાની મૂળશંકરની તીવ્ર ઉત્કંઠા એની સત્યપ્રાપ્તિ માટેની ધગશનું સૂક્ષ્મ પણ સચોટ સૂચન કરે છે.

(૩) ખુલાસો ન મળતાં તરત જ ઘેર દોડીને જમી લેવાની એની ઉતાવળ માત્ર એની ભૂખ નથી સૂચવતી, પણ જે અસત્ય જણાયું તે પ્રત્યે અત્યન્ત અનાદર દાખવવાની કુદરતી વૃત્તિ સૂચવે છે, અને ખીલતા માનવીઓની એ બંડખોરવૃત્તિ જેટલી સ્વાભાવિક તેટલી જ તે આવકારપાત્ર પણ છે એવું મને લાગે છે. એ બંડખોરવૃત્તિ નિયમનમાં રહેવી જોઈએ એવી ડાહી વાત માન્ય તો સર્વ કોઈ કરે, પણ યુવાનોમાં એ બંડખોરવૃત્તિ ન હોય તો સમાજની પ્રગતિ જ લગભગ અશક્ય થઈ પડે એનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે એ બંડખોરવૃત્તિ તરફ પણ મને તો જરાક પક્ષપાત થયા વગર રહેતો નથી.

(૪) આવા વિચારો કોઈ બીજા બાળકના હૃદયમાં આવ્યા હોય તો તે ક્ષણવાર પછી લુપ્ત થાય અને તેનું ઝાંખું સ્મરણ પણ કદાચ રહે નહિ. આ બાળકમાં એ વિચાર ઘર કરીને રહ્યા અને વર્ષો પછી પણ એના ધર્મોપદેશમાં આર્યધર્મના મહાન્ સિદ્ધાન્ત તરીકેનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરીને એ પ્રકટ થયા.

નહિ તે આપણને શું બચાવવાના હતા? આવી રીતની પૂજામાં કંઇ માલ નથી. એનાથી કોઈ જાતનું સુખ મળે નહિ. એનાથી કોઈ કાર્યની સિદ્ધિ થાય નહિ." તરત જ એણે પોતાના પિતાને જગાડ્યા. ઉંદરડાની સઘળી વાત તેને કહી સંભળાવી. તેની પાસેથી ખુલાસાની અપેક્ષા રાખી. પણ પિતા તો ઉંઘટ્ટા જેવા હતા તે પાછા ઊંઘી ગયા. તેની તરફથી બાળક મૂળશંકરને કંઈ ખુલાસો મળ્યો નહિ.

બાળક મૂળશંકર મંદિરમાંથી બહાર નીકળ્યો અને ઘેર ગયો. માની પાસે તરત ખાવાનું માગ્યું અને નિરાંતે પેટ ભરીને એણે જમી લીધું. પિતાને એ વાતની ખબર પડી ત્યારે તે ચીઢવાયા. મૂળશંકરને શિક્ષા કરવાનો પણ તેમણે સંકલ્પ કર્યો, પણ પછી બન્નેએ વિચાર કરીને તેમ કરવાનું માંડી વાળ્યું.

**એ પ્રસંગ ઉપર મનન**

આ વૃત્તાન્તમાં ઉંદરડાના પ્રસંગ પછીથી મૂળશંકર જેવા ચૌદ વર્ષના બાળકના મુખમાંથી જે ઉદ્ગાર નીકળ્યા તેમાં કંઈ મને આશ્ચર્ય લાગતું નથી, પણ બીજી કેટલીક વિગતો મને ખાસ ધ્યાન ખેંચે એવી લાગે છે, અને તે આ છેઃ—

(૧) બીજાં બધાં—ઉપવાસ અને જાગરણનો મહિમા ગાનારાં અને પોતાને શિવભક્ત કહેવડાવનારાં પુખ્ત વયનાં માણસો ઊંઘી ગયાં. માત્ર મૂળશંકર જાગતો રહ્યો—એના

સાચા દિલના ભક્તિભાવને લીધે, એના કુદરતી સંકલ્પબળને લીધે.

(૨) આ વૃત્તાન્ત બન્યા પછી તરત જ પિતાની પાસે ખુલાસો મેળવવાની મૂળશંકરની તીવ્ર ઉત્કંઠા એની સત્યપ્રાપ્તિ માટેની ધગશનું સૂક્ષ્મ પણ સચોટ સૂચન કરે છે.

(૩) ખુલાસો ન મળતાં તરત જ ઘેર દોડીને જમી લેવાની એની ઉતાવળ માત્ર એની ભૂખ નથી સૂચવતી, પણ જે અસત્ય જણાયું તે પ્રત્યે અત્યન્ત અનાદર દાખવવાની કુદરતી વૃત્તિ સૂચવે છે, અને ખીલતા માનવીઓની એ ખંડખોરવૃત્તિ જેટલી સ્વાભાવિક તેટલી જ તે આવકારપાત્ર પણ છે એવું મને લાગે છે. એ ખંડખોરવૃત્તિ નિયમનમાં રહેવી જોઈએ એવી ડાહી વાત માન્ય તો સર્વ કોઈ કરે, પણ યુવાનોમાં એ ખંડખોરવૃત્તિ ન હોય તો સમાજની પ્રગતિ જ લગભગ અશક્ય થઈ પડે એનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે એ ખંડખોરવૃત્તિ તરફ પણ મને તો જરાક પક્ષપાત થયા વગર રહેતો નથી.

(૪) આવા વિચારો કોઈ બીજા બાળકના હૃદયમાં આવ્યા હોય તો તે ક્ષણવાર પછી લુપ્ત થાય અને તેનું ઝાંખું સ્મરણ પણ કદાચ રહે નહિ. આ બાળકમાં એ વિચાર ઘર કરીને રહ્યા અને વર્ષો પછી પણ એના ધર્મોપદેશમા આર્યધર્મના મહાન્ સિદ્ધાન્ત તરીકેનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરીને એ પ્રકટ થયા.

પણ આ પ્રસંગ તો મહર્ષિના મૂર્તિપૂજાવિરોધી વિચારોનું એક નિમિત્ત માત્ર હતો.

મૂર્તિપૂજાવિરોધની ઊંડી વિચારણા

એમ મને લાગ્યા વિના રહેતું નથી. પોતાના ઉપદેશમાં એક અગત્યના સિદ્ધાન્ત તરીકે એ વિચારોને સ્થાન આપતાં પહેલાં એ વિષે મહર્ષિએ એથી ઘણી ઊંડી વિચારણા કરી હશે એ વિષે સંશય જેવું નથી.

કવિ સુન્દરમ્‌ની 'ત્રણ પાડોશી'ની કવિતા તમે વાંચી હશે. ધનાઢ્યોને ત્યાં લક્ષ્મીની લીલાલહેર વરસી રહેતી હોય, મંદિ-

આર્થિક, બૌદ્ધિક અને નૈતિક દૃષ્ટિએ

રોમાં અન્નકૂટો પૂરાતા હોય ત્યારે રંક ડોશીને મામમામના પણ સાંસા પડતા હોય અને તેનું જીવન પીલાતું હોય એ કરુણ સ્થિતિનું હૃદયદ્રાવક ચિત્ર કવિએ દોર્યું છે. મહર્ષિ દયાનન્દે દેશની દરિદ્રતા જોઈ હતી, દરિદ્ર જનોનાં દુઃખથી એમનું હૃદય દ્રવ્યું હતું, તેની સાથે મંદિરો અને મૂર્તિઓ પાછળ થતા લખલૂટ ખર્ચનો પણ એમણે સાક્ષાત્કાર કર્યો હતો. રંક જનોનાં જીવન કચરાતાં હોય તેના તરફ ક્રૂર ઉપેક્ષાની દૃષ્ટિ રાખીને આવા ખર્ચ કરવામાં આવે એમાં લક્ષ્મીનો અપવ્યય થતો એમને જણાય અને એમનું હૃદય કકળી ઊઠે તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. એ ઉપરાંત મૂર્તિના ઉપાસકો દુઃખના પ્રસંગોમાં માનતાઓ અને બાધા આખડીઓ અને અનેક પ્રકારના

વહેમોમાં ફસાય અને પોતાના આધિ, વ્યાધિ, અને ઉપાધિને ટાળવાના કુદરતી અને સાદી સમજના ઉપાયો તરફ દુર્લક્ષ દાખવે એ સ્થિતિ પણ અત્યન્ત ઘૃણાજનક એમને જણાઈ હોય, એ અનર્થોમાંથી જનતાને ઉગારવાનું એમને જરૂરનું લાગ્યું હોય, એ બુદ્ધિનો હ્રાસ થતો અટકાવવાને એઓ પ્રયત્નશીલ બન્યા હોય તો તે સ્વાભાવિક જ છે. એથી પણ વધારે મજબૂત કારણ મૂર્તિપૂજાવિરોધનું એ સંભવે છે કે એ મૂર્તિપૂજાનાં ઓથાં નીચે ઘણાં કરપીણ કૃત્યો થાય છે અને ઘોર અનીતિ પ્રવર્તે છે.

**ધર્મનાં ધતીંગ**

'ધર્મનાં ધતીંગ' એ શબ્દો કોને કાને નહિ પડ્યા હોય? ધર્મ એ જ ધતીંગ છે એવું જો એ કહેવાનો આશય હોય તો તો એ હડહડતું જુઠાણું છે, કારણ કે ધર્મ એ તો માનવના આત્માને તાકાત આપનારી અદ્ભુત શક્તિ છે, એના ચારિત્ર્યને પોષનારૂં અસાધારણ બળ છે, એના વ્યક્તિત્વને ઘડનારૂં અણમોલ સાધન છે. પણ ધર્મને નામે કેટલીક પ્રવૃત્તિઓ એવી ચાલે છે કે જેને 'ધતીંગ' સિવાય બીજું નામ શોભે નહિ, અને એ ધર્મને જ નામે કેટલીક પ્રવૃત્તિઓ તો એથીએ વધારે ભયંકર હોય છે કે જેને માટે 'ધતીંગ' એ સખ્ત શબ્દ પણ સાવ મોળો લાગ્યા વગર રહે નહિ. મિસ મેયોના 'મધર ઇંડિયા'માંનાં મલિન ચિત્રોમાંથી કેટલાં મંદિરો અને મૂર્તિઓની સાથે સમ્બન્ધ ધરાવનારાં છે તેનો ખ્યાલ કરશો તો મહર્ષિ દયાનન્દ સરસ્વતીનો

મૂર્તિપૂજાનો વિરોધ સ્વીકાર્ય કદાચ સર્વેને ન લાગે, તો પણ સમજાય એવો તો લાગશે જ લાગશે. મૂર્તિપૂજાનો જેવો એણે વિરોધ કીધો છે તેવો જ મૂર્તિઓના સત્તાધારી પૂજારીઓનો અને જોગી–જતિઓનો વિરોધ પણ એમણે કીધો છે, અને તે સરખાં જ કારણોને લીધે.

ગુરુકુલ

ધર્મની સુધારણા માટે એમણે જેવી ધગશ રાખી હતી, સમાજની સુધારણા માટે એમણે જેવી સખ્ત ઝુંબેશ ચલાવી હતી, તેવી જ રીતે પ્રાચીન પ્રણાલી અનુસારનાં ગુરુકુલો સ્થાપીને ચારિત્ર્યવાન્ અને સેવાભાવી આચાર્યોની દેખરેખ હેઠળ પવિત્ર, સુંદર, એકાન્ત સ્થળમાં આપણા યુવાનો શારીરિક માનસિક, અને આધ્યાત્મિક બળ વધારનારું શિક્ષણ મેળવે તેની ચિન્તા પણ એમણે રાખી હતી. રાષ્ટ્રમાં એમણે પ્રકટાવેલી ચેતનની ચીનગારી આપણે જ્વલંત રાખીએ, સ્નેહ અને સેવાનો ધર્મ આપણે સ્વીકારીએ, આપણા ધર્મનું, આપણા સમાજનું, આપણા રાષ્ટ્રનું ગૌરવ આપણે વધારીએ તેમાં જ મહર્ષિએ નિષ્કામભાવે આદરેલી અનેકવિધ પ્રવૃત્તિઓની સાર્થકતા છે.

(સુપા ગુરુકુળ ઉત્સવ પ્રસંગે
પ્રમુખપદેથી તા. ૬–૪–૧૯૪૧)

# 'સાહિત્યકળા' વિષે કેટલાક અભિપ્રાયો

જે લખ્યું છે તે એટલી સુકુમાર શૈલીમાં લખ્યું છે કે એમનો આટલો ઓછો ફાળો જોઇને દરેક સાહિત્યપ્રેમીને ખેદ થયા વિના ન રહે. એમની શૈલીમાં એમના સ્વભાવ જેવી એક પ્રકારની સુકુમારતા છે. એકંદરે આવું ઉપયોગી પુસ્તક આપણા રંક નિબંધસાહિત્યમાં તો ઘણી રીતે જરૂરનું હતું.

**શ્રી ધૂમકેતુ (બુદ્ધિપ્રકાશ)**

અન્યને પાને પાને વર્તાઈ આવે છે તેમ, કર્તાએ સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યના કેટલાક ઉત્તમાશોને પોતાના ચિત્તંત્ર સાથે રસિકતાપૂર્વક એકરસ કર્યા છે. આ પ્રકારના આપણા અલ્પધન વાઙ્‌મયમાં 'સાહિત્યકળા' ઉમેરાતું જોઈ, તેને હૃદયપૂર્વક સત્કારવી એ આપણું સૌનું મીઠું કર્તવ્ય બને છે.

**શ્રી વિજયરાય ક. વૈદ્ય (માનસી)**

સાહિત્ય સાથેનો તેમનો ગાઢ સંપર્કજ આ પ્રકારનું વિદ્વત્તાયુક્ત લખાણ અપાવે છે એ નિઃસંશય. એમના જ્ઞાનનો વિશેષ લાભ ગુજરાતને મળવો જોઇએ.

**ગુજરાતી**

આટલાં વર્ષ પછી પણ આપણને નિત્ય નવીન અને ગમે એવા આ લેખો લાગે છે.

**પ્રતાપ**

લેખકમાં રહેલો સ્વાભાવિક હાસ્યરસ પણ એમાં જોવાનો મળે છે. શિષ્ટ, મર્યાદિત અને સ્વચ્છ ભાષા લેખકને વરેલી છે.

**લોકવાણી**

લેખકે સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રદેશોની મુસાફરી કરી તેમનું સુંદર શૈલીમાં અને સૂક્ષ્મ રીતે વર્ણન કર્યું છે.

"દાંડીઓ"

છેલ્લા બે દસકામાં ગુજરાતી સાહિત્ય ઘણું આગળ વધી ગયું છે, છતાં લેખકની વક્તાઓ, વિવેચકો, કવિઓ અને નવલકથાકારો પરત્વેની ટીકાઓ કેટલેક અંશે આજે પણ યથાર્થ સ્વરૂપે ઊભી રહે તેવી છે.

કુલછાબ

આપણે ત્યાં આવા નિબંધસંગ્રહો ઘણા ઓછા છે તેમાં આ પુસ્તક એક સુંદર ઉમેરારૂપ છે. કિંમત પણ ઘણી સસ્તી છે.

સ્ત્રીબોધ

## 'કાવ્યકળા' વિષે કેટલાક અભિપ્રાયો

ગુજરાતી સાહિત્યમાં 'સાહિત્યકળા' અને 'કાવ્યકળા' જેવા સાહિત્ય અને કળાના સિદ્ધાન્તો ચર્ચતા ઉચ્ચ કોટિના ગ્રન્થો બહુજ વિરલ છે. આ પુસ્તકોથી ઘણા વખતની આપણા સાહિત્યની ખોટ પૂરાઈ છે. આ હળવા સાહિત્યના યુગમાં આપે અભ્યાસીઓને માટે એક અનિવાર્ય જરૂર પૂરી પાડી છે. તલસ્પર્શી અભ્યાસ અને મનન કેવા પ્રકારનાં હોય છે તેના જ્વલન્ત દૃષ્ટાન્ત રૂપ આ બન્ને પુસ્તકો લેખાશે. આપે પણ "आ परितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम्" એવું કાલિદાસવ્રતજ ગ્રહણ કર્યું છે.

પ્રો. જાની રતિલાલ જગન્નાથ
(સંસ્કૃત તથા ગુજરાતીના પ્રોફેસર,
સામળદાસ કૉલેજ, ભાવનગર.)

I heartily congratulate you for these solid pieces of criticism. It is indeed a valuable contribution to our scanty literature on the subject. These eternal truths expressed in chaste language will live for ever.

પ્રો. એસ. એમ. વાડિયા
(અંગ્રેજીના પ્રોફેસર, વડોદરા કૉલેજ)

He has evidently combined in his volumes on "Sahitya-*kala*" and "*Kavya-kala*" intense intellectual effort with intense artistic sincerity, with the result that his two volumes constitute the last word in constructive literary criticism in Gujarati.

**"Princely India"**

બધા નિબંધો શાસ્ત્રીય ચર્ચાના હોઈ બીજાને હાથે શુષ્ક બન્યા હોત, પણ પ્રો. દવેની જીવંત રસિકતા આવા નિબંધોમાં પણ એમની વાણીને પ્રવાહી, સ્વચ્છ અને રસપ્રદ રાખે છે. કોઈ પણ નિબંધ વાંચતાં કંટાળો આવતો નથી તેનું આ કારણ છે.

શ્રી ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ
"પ્રતાપ"માં

લેખકનું નામ ગુજરાતી સાહિત્યમાં વિદ્વાન વિવેચક તરીકે સુપ્રસિદ્ધ છે. તેઓ વિદ્વાન હોવા ઉપરાંત તેમનામાં ભારોભાર રસિકતા અને સુજનતા ભરેલી છે તે તેમની કૃતિઓમાં સ્પષ્ટ દેખાય છે.

"ગુજરાતી"

દરેકે દરેક નિબંધ અતિ રસપ્રદ ને વિચારવા જેવો છે. પ્રો. દવેની લેખિની વિષે વધારે કહેવું તે 'લુહારવાડે સોય વેચવા જવું' ના જેવું છે.

કુ. યશસ્વિની મહેતા ("દાંડીઓ")

આ પુસ્તકમાં માત્ર કાવ્યશાસ્ત્રનું પૃથક્કરણ નથી, પણ એમાં લેખકના કવિહૃદયની મીઠી ગંગાનો સ્રાવ છે. આખુંયે પુસ્તક ગદ્યમાં લખેલું છે, પણ એના વહેણનો ધ્વનિ જાણે કાવ્યતરંગના ધ્વનિની માફક કર્ણપટ પર અથડાય છે.

"મુંબઈ સમાચાર"

પ્રોફેસર સાહેબે આ ગ્રન્થ બહાર પાડી સાહિત્યની ઉત્તમ સેવા બજાવી છે.

"જૈશબંધુ"

કાવ્યકળાના ઘણા લેખો મનનીય છે. તેમાં લેખકનું ઉચ્ચ કોટિનું જ્ઞાન, અંગ્રેજી લેખકો તથા કવિઓ સાથેનો તેમનો ગાઢ સંપર્ક, સંસ્કૃત ગ્રન્થોનું ઊંડું જ્ઞાન, વાચન તથા અધ્યયન, તેમજ માનવહૃદયની ઊંડી લાગણીઓના અનુભવ સ્પષ્ટપણે જણાય છે. કુદરતની પ્રેરણા તથા ઈશ્વર તરફની બક્ષીસ વિના આવા લેખો સ્હેલાઇથી લખી શકાય નહિ. આ પુસ્તકને કૉલેજના અભ્યાસમાં તથા એ પુસ્તકોમાંથી કેટલાક લેખોને મેટ્રિકના ગદ્યપદ્યસંગ્રહમાં અવારનવાર સ્થાન મળે તો તે અયોગ્ય અથવા અસ્થાને નહિ લેખાય.

શ્રી. રમણલાલ છગનલાલ દલાલ
(બી. એ., એસ. ટી. સી.)